# पतिवर्ता नारीनी वार्ता.

બનાવનાર

જયેભાઇ હરગોવન



અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે

શા૦ હીરાભાઈ પુંજાસાના મકાનમાં

"અમદાવાદ ટાઇમ્સ પ્રેસ"માં

કાળીદાસ સાંકળચંદે છાપી

પ્રસિદ્ધ કરી.

સંવત ૧૯૪૨ સને ૧૮૮૬

કીંમત આઠ આના.

૨૭૩૪

# પતિવર્તા સ્ત્રીની વારતા.

—●—

શ્રી ગણેશાયેનમઃ શ્રી સરસ્વતિયેનમઃ

## દોહરા.

શ્રી સંકર સુતને સમરીયે, જેથી કારજ સીધ;
સેવ્યાં જેણે શ્રી સરસ્વતિ, તે પામ્યા નવનીધ. ૧
સરસ્વતિ વસો સદા, મુજ જીભ્યાએ માત;
કહું કથા સતી તણી, વાણી વેદ વિખ્યાત. ૨

## સોરઠા.

તુજ કૃપાથી રાજ્ય, કાવ્ય સહુ પામીયા;
દાસને દયા ધરી આજ, રસનાએ વાસ કરો સદા. ૧
જેસી કવી પંડીત, કાવ્યા તુજ કૃપા થકી;
વેદ પુરાણની રીત, એ ઓળખાવી તેં અંબીકા. ૨

## દોહરા.

માટે મેહેર કરો મયા, જાણી મુજ તુજ દાસ;
જનની વસો જીહ્વા વિસે, પહોંચે પુરી આસ. ૧
અક્ષર સ્વક્ષર જાણું નહીં, વળિ ન જાણું વિવેક વિસ્તાર;
મુઢમતીપર મેહેર કરી, આ ગ્રંથ પોચાડો પાર. ૨
તુજ ત્રુઠયે તે મણું, સામળ જે સનમાન;
આપ જનની છો અંબીકા, તે તમો આપો માન. ૩
કળીજુગમાં જે કામની, મહાસતી મહીં માંય;

ભાવે સાંભળે નર ભામની, મોહ્તું પાપ પીલાય. ૪

## ચોપાઇ.

બ્રાહ્મણ ભાટ ચારણ કવી વરણ, સેવું મુજ પીતાના ચરણ;
કહુ કથા ઓ લીલ વિલાસ, જે સાંભળતાં પહોચે આસ;
ચતુરને ચતુરાઇની રીત, વાધે પરમારથ ઉપર પ્રીત. ૧
ગુણીજનને ગુણ પાર, સંક્ષારીમે સુખ સાગર સાર;
હરીજનને હરખ અપાર, દાતા જનનો જાય અહંકાર. ૨
એ દેખી તે સાંભળે નાર, સફળ થાય તેનો સંસાર;
પામે પુત્ર ધન પરીવાર, પતી સેવા વ્રત સારો ધાર. ૩
હું અજાણ બુધીબાળ, ક્ષમા કરજો સઉ મારી આળ;
સાગર રૂપી પંડિત કવી સરવ, હું અનાથપર ન ધરસો ગરવ.
પતીવરતા તણો મહીમાય, સુણતાં રીઝે વઇકુંઠ રાય;
મનુષા દેહનો પામે લાવ, જેને પતીવરત પાળવા ભાવ. ૫
ધારા નગરી અતી અનુપ, ભોજ નામે તેનો ભુપ;
અતિ સુખીઆં પુરનું લોક, નહી કોને વાધી કે શોક. ૬
ઘેર ઘેર પુજા શીવજી તણી, અબીલ ગુલાલ સામગ્રો ઘણી;
નીત ચરચા ધરમની થાય, ચકલે ચકલે હરી કથા વંચાય.
પુત્ર કરે માત પીતાની સેવ, ભાવે સરવ પુજે ભુદેવ;
ખેડુ જન સુખે રહે, રાજા ભાગ અષ્ટમો લહે. ૮
કો કોઇનું ન તાકે ધન, પવીત્ર પ્રજા સઉનું મન;
એવું નગ્ર પરમ અનુપ, કરે રાજ ત્યાં ભોજ ભુપાલ. ૯
તેહ તણી જે આ કથાય, સાંભળતામાં પાવન થાય;
પાળે વતતો પાતીક જાય, સાધ શીરોમણ સતી કેહેવાય. ૧૦

નર નારીને વાધે નેહ, સુણતાં દુધે વુઠે મેહ;
ઉત્તમ કુળ કેરી જે નાર, રૂદે રાખશે આ ઉચ્ચાર. ૧૧
સભા ભોજ તણી અપાર, અમીર વજીરને કામદાર;
પાંચ સત પંડીત છે પાસ, વારૂ નવસે રૂડા વ્યાસ. ૧૨
વારતા તેહની સુણતાં આપ, વધ ઓછ સઉ કરજો માફ;
નથી જોયા મેં પીંગળ પાઠ, નથી વેદ વાણીનો ઠાઠ. ૧૩
એકલી છે સાહસ્રની રીત, તેનું જાણી સો સાહસ્રની પ્રીત;
કામનીઓને ચેતવણી માટ, રચ્યો દુહા ચોપાઈનો ઘાટ. ૧૪
સાંભળે નાર તો કળુધી જશે, પાળસે વ્રત તો સતીયો થસે
નહીંતો સમજ્યા વિના સંસાર, એળે ગમાવ્યો અવતાર. ૧૫
કળી વિસે કામનીના કાજ, આ ગ્રંથ બનાવ્યો આજ;
પરમાણ કરજો પંડીત કવી જન, જેથી રીઝે જુગજીવન. ૧૬
પતીવ્રત પાળવાની રીત, વાધે નર નારીને પ્રીત;
નહી મુજમાં બુધિનો આંક, ક્ષમા કરજો સો મારો વાંક. ૧૭

## કુંડળીઓ.

ભોજય કેરા રાજ્યમાં, સત ધરમ આચાર;
પતીવ્રત પાળે સહી, તેજ નગ્રની નાર;
તેજ નગ્રની નાર, ભાર ભરથારનો રાખે;
કૃશ્ન કથા શ્રવણે સુણી, હરી રસ્ય ચાખે;
કહે કવી કળીજુગમાં ધારા નગ્ર મોઝાર;
ભોજય કેરા રાજ્યમાં, સત ધરમ આચાર. ૧

## છપો.

જોશી જાણ સુજાણ, ભુત ભવીશ જાણે;

પંડીત વાંચે પુરાણ, વેદ વાયક વખાણે;
સરવ સભા રીઝાય, વચન વિવેક પ્રમાણે;
રાજા આપે ઇનામ, મોજ તે પંડીત માણે;
નીમ કરેલો નિતનો, રાજા ભોજ્ય મન ધરે;
જો વીપ્ર આવે જાયવાતો, શીરપાવ લક્ષ પાસા કરે. ૧
શ્લોક જાણીતો વદે વિપ્ર, તો એક લક્ષ આપે;
અજાણ્યો કહે કોઇ, સવા લક્ષ હુકમ સ્થાપે;
જો હુકમ મીથ્યા થાય, તો હઠી લક્ષ આપે;
જો ભંડારથી પાછો જાય તો, પંચ લક્ષથી દાળીદ્ર કાપે;
એવો રાજા ભોજ્ય હુવો, ધારાનગર સીદાર;
કીર્તી કવી કરે ઘણી, કર્ણ સમો દાતાર. ૩

## કુંડળીઓ છપા.

સાંભળી ભોજ કો નામ, દાતા હરખ અપાર;
સોમ તો છંડે સહી, તજ પ્રાણ તતકાલ;
તજ પ્રાણ તતકાળ, છંડે પોતા કેરો;
લક્ષમીના લોભ માંય, ફરે મુઢ બીજો ફેરો;
કહે કવી જે દુરમતી, તે પર પુનથી પરજળે;
પર મંદીર કારજ કરે, પણ નાપીક નીચે ભારે મરે. ૧

## ચોપાઇ.

એવું રાજ્ય ભોજનું જાણ, કોઇ કોની ન લોપે વાણ;
અતીસે સુખીઓ પુરનું લોક, નહીં કોને વાધી કે સોક. ૧
કરે દાન પુન્ય પાર, તેથી ત્રુઠયા જુગદાધાર;

વિક્રમનું સિંહાસન જેહ, આવ્યું ભોજના હાથે તેહ. ૨
હિરા માણેકને ઝવેર વળી, રતને જડી બત્રીસ પુતળી;
નિરખી હરખ્યો પોતે રાય, સમુરત જોઇને મુકે પાય. ૩
તારે પુતળી સીંહાસની તેહ, પ્રેમ વાણીથી બોલી એહ;
વિક્રમ જેવા નહિ તમો રાય, માટે આસન ના મુકશો પાય.
વિક્રમ જેવો જે પરમારથ કરે, તે એ આસન પર પગ ધરે;
તારે ભોજે જોડયા હાથ, બોલ્યો તે સખીની સાથ. ૪
કહો વિક્રમ કેવો દાતાર, પામુ તેના પુન્યનો પાર;
એવો થાઉં તો પગ ધરૂ, નહીં તો તારી સેવા કરૂ. ૬
પછી વિક્રમનો વિસ્તાર, બત્રીસ પુતળીએ કહયો છે સાર;
એક એક વારતા કહીને સાર, બત્રીસ ગઇ સ્વરગ મોઝાર.
ઘણાક દિવસ ગ્યાન ગોષ્ટી કરી, સરવે પુતળીયો સ્વરગ સંચરી;
રાજા આદી સભા સોઇ, થયા ચીંતાતુર સરવ કોઇ. ૮
રાજા કહે પંડીતને વચન, ઘણુંક ઉદાસી થયું મુજ મન;
માટે ગ્યાન ચરચા થાય, તેવો કાંઇક કરો ઉપાય. ૯
સુણતાં પ્રધાન બોલ્યો સાર, રાય સાંભળો કહુ વિસ્તાર;
સેવનાથ નામે પંડીત જાણ, રાગ રાગણીમાં પ્રમાણ. ૧૦
તેને બોલાવો સભા મોઝાર, વંચાવો કથા આ વાર;
તેથી તમારી ચિંતા જાય, નીતીની રીત કથા વંચાય. ૧૧
પુતળીયાંથી અધીકો જેહ, સભા હરષ પામસો તેહ;
સાંભળતામાં વચન રાજન, પંડિત તેડયો તેણે દન. ૧૨
સુખપાલ બેશી આવ્યો દ્વિજરાય, કુમકુમ અક્ષીત કરી પુજાય.
પુષ્પહાર વિપ્રને પાર, પ્રદક્ષીણા કરી નમસ્કાર. ૧૩

## સોરઠો.

જય જયકાર તે વાર, સભા સરવે આનંદિયં;
પણ બીજા પંડીત અપાર, સેવનાથ પર કોપીયા. ૧
જાણે આપણને તજી આજ, બાળક આશન સ્થાપીઓ;
પણ વચન ન માને રાય, એમ ગરવ મનમાં રહ્યો. ૨

## દોહરા.

આવે દાવ જો આપડે, તો કરો સૌકો પરપંચ;
જુદો જુદો કરી કાઢાઓ, અદકી દેઇને આંચ. ૧
પંડિત સરવે પરજળી, પરડી એવી પેર;
માન ભ્રષ્ટ કરવો સહી, રાખ્યું રૂદીએ વેર. ૨
આપણ અનાદી આ ઊંમરથી, હતા બહુલ અપાર;
રાજા મોયો રાગથી, બેસારયો લેઇ બાળ. ૩

## ચોપાઇ.

તેમ બધા પંડીત રાખ્યો ખાર, દિન પુંઠયે દિન વિત્યા સારૂં
સેવનાથની વાણીથી તેહ, પ્રગટયો પ્રધાન રાયને નેહ. ૧
સભા સરવેને હરખપાર, પેલા પંચસે પંડીતને મન ખાર;
તેવે કથા દસ્મસ્કંધ સાર, અધ્યાએ ઓગણત્રીસ વિસ્તાર. ૨
પતીવરતાની કહી કથાય, તવ પંડીતને પુછે રાય;
આ સમે કો હશે નાર, સ્વામી સેવા વ્રત ઉદાર. ૩
સાંભળતામાં પંડીત કહે, અનેક સતીયું આ જુગમાં રહે;
વ આધારે પ્રથવી રહે, સત આધારે વખા વહે. ૪

માટે આપ સતવાદી રાય, તેમ તે સતીયો જોવે થાય;
આ નગ્રમાં સતીયો સત, મારી તો એવી છે મત.

## સોરઠો.

સેવનાથ કહે સુણો રાય, કુંને પતીવ્રતા કહે;
જેને જોયે પાપ જલાય કુળ તારણ જે કામની. ૧
તેવી તો જેને નાર, ધન ભાગ્યેક ધણી તણું.
ઇકોતેર ઉધાર, કુળ પીતા પોતા તણું. ૨

## દોહરા.

સેવનાથ કહે સુણો રાયજી, સાંભળોને સાર;
ભલા ભલી છે પ્રથવી, તો સતીઓ અપરંપાર. ૧
તારે તે પંડીત કહે, પાંચસે વાર સુણો વિવેક;
પુછો એ પંડીતને, એ સતી દેખાડો અપાર. ૨
બોલે એ બોલ અહંકારના, શેવનાથ સુભ સાર;
કહો કો તણા ઘર વીશે, પોતે પતીવરતા નાર. ૩
સભાસદો સરવે કહે, વીસ વસા એ વ.ણ;
પતીવરતા પુરી નહી, જુઠુ બોલ્યા જાણ. ૪

છપો.

ગયો મિથ્યા બોલ, તોલ સભામાં ભાગ્યો;
વિપ્ર પડ્યો વિચાર, અંતર ઘા ઊંડો લાગ્યો;
ઘણું થયો મન ભંગ, રંગ રસ સરવે ગયો;
મોટો હતો મહેર, તરણથી હલકો થયો;

રાય કહે કયા વિશે, કુડ વચન કહેતા તમો;
જ્યેભાઈ કહે જોઈ બોલજો,સરવે સાચુ નહી માનીયે અમો. ૧

સોરઠો.

રાય કહે રષિરાય, નજરે દીઠું ન સાચુ પડે,
નયણે કરયું નીશ્ચે થાય, વિચારે જો બુદ્ધિ વડે. ૧
તથી તે પતીવર્તા નાર, આ સભામાં એ હશેજ નહી;
કહો કોને દવારે, છે સતી કે સાધવી. ૨

ચોપાઈ.

રાય કહે સાંભળો મહારાજ, વેદ વચન વદજો આજ;
પતીવરતા કેવે પરકાર, સતી શીરોમણી જાણવી સાર. ૧
ત્યારે તે પંડીત વદે, રાય ભોજ સાંભળે રદે;
કહું એ સતી એંધાણ, વેદ વચને કરીજે વાણ. ૨

## श्लोक.

पतिसूश्रूषां चिंतं पतीसेवनं च: उच्चीयबुधीनभवंतीनारी ॥
परपुंषरमन मनाहि दीवोगमनम्॥ पुत्रादिमर्णंस्वर्गंसुगच्छाति १॥

છપો.

ભજે ભાવે બુદ્ર, રુદ્ર આદી સર્વ દેવ;
તેમજ કરે તેહ, નીજ સ્વામીની શેવા;
ધણુંક વેઠે દુખ, મુખ પરનરનું જોવે;
સાંભળી સ્વામીનું મર્ણ, આપ જીવ સાગે ખોવે;

વચન પાળે પોતા તણું, કવચન કોઇને કહે નહી;
જયેભાઇ કહે સૌ જાણજો, પતીવર્તા પુરી તેહી. ૧
ઊંચા કુળની નાર, પતીવર્તા ધર્મ ધારે;
ઊંચા કુળની નાર, બાપની લાજ વધારે;
ઊંચા કુળની નાર, અવર પુર્ષ ન માણે;
ઊંચા કુળની નાર, પેઉ પરમેશ્વર જાણે;
ગાંડો ઘેલો કે આંધળો, બાપે આપ્યો જે ધણી;
ઇશ્વર જાણી ચાલશે, તે સતી છે શીરોમણી.

કુંડળીઓ.

જીયા તો સતી સહી, જે સંગ જલતહે નાર;
તો સગપણ સ્વામી તણો, એવી કોક સંસાર;
એવી કોક સંસાર, ભાર ભર્તાનો રાખે;
કૃશ્ન કથા સર્વણે, સુણી હરી રસ ચાખે;
સેવે સદા શ્રી રામને, કરે વ્રત અપાર;
જયેભાઇ કહે સતી સહી, જે સંગ જલતહે નાર. ૨

ચોપાઇ.

અમી ભરેલાં જેનાં નેણ, અમ્રત જેવાં બોલે વેણ;
અતીસે અષિ વેઠે આપ, તોય નાપે કોઇને શ્રાપ. ૧
એવી નારી મુજ મંદીર જાણ,ઇશ્વર આણ એ સાચી વાણ;
પુર્ણ પૂન્ય પરીતાપે સાર, બૈ ગુણવંતી છે મુજ નાર. ૨
સત્ય ધર્મ પાળે આચાર, સ્વર્સે નહી મદ મોહ લગાર;
તેવાં સેવનાથનાં સુણી વચન, ન માન્યું રાજાનું મન. ૩
સભા સનમુખ નીરખ્યું રાય,દેઇ મુખ વસ્ત્ર હરખી સભાય;

કરી ઠગાઈ બીજા પંડીત વદે, રાય ભોજ સાંભળો રૂદે. ૪
સેવનાથની નારી છે જેહ, દરસનથી અઘ નાસે તેહ;
તે તમોને નહોતું જાણ્યું, માટે કરયું પંડીતે જાણ. ૫
જેવી સતી દ્રૌપતી સાર, તેવી તે સેવનાથની નાર;
દરશન તેનું કરવા કાજ, આજ રાત્રે જાવો મહારાજ. ૫
તવ પુરાણી ઝાંખો થયો, વળતી બોલ રાયેરે કહયો;
વિપ્ર નારી દેવી સમતુલ, માટે ન હોય એમાં ભુલ. ૬

## સોરઠો.

કરો ન કથા આરંભ. ભોજ્ય ભડવાણી વદે;
ગોપી જન ગુણ દંભ, રાખ હરી કથા રૂદે.
કથા સાંભળી કાન, શમજ્યો સુતે સંસારમા;
ભજ્યા નહી ભગવાન, વ્રથા આવ્યા એ પ્રાણી વીશ્વમાં;૨
નથી રહેવું નીરવાણ, વેદ વદે એવી વાણીતે,
સમજ્યો નહી સુજાણ, ચતુર થૈ ઘણું ચુકીયો; ૩

## ચોપાઈ.

સેવનાથ કથામાં થયા તઈયાર, રાયે રાખ્યો રૂદીયે વીચાર,
નીસ્ચે ચરચા જોવી સહી, છે સતી કે કુડી એહી; ૧
કોઈ પુર્ષ હોય ભોળીયો સાર, સ્ત્રિ ચરિત્ર કરે તેની નાર;
પતીવર્તા કહેવાય બો રંગ, કરે કોઈ બીજાનો સંગ; ૨
પેઠ તમ વીના ઘડી વરસની થાય, મનમાં જાણે પીટયો કયારે જાય;
જાણે જાય તો મન ગમતુ કરૂ, આપ ખુશી સાથે સમરૂ; ૩

ઘેર આવ્યાથી કરે વાત વીચાર, કંથ કયાં આવડી લાગા
ડી વાર;
એમ ગરીબ માણસુ સું દગો કરે, અવર પુર્ખ સાથે સમરે ૪

છપો.

એક નમેરી એ નાર, જે બૌ વીધ કંથને સમજાવે,
કો અવર પુર્ષ કરે આળ, જોગ જુગતી દેખાવે,
કોટી કરે પર પંચ, એમ સ્વામીને આપે,
મુખે મીડા બોલ, પુંઠ પાછળ પગ કાપે,
ખાય પીયે ખાંતે ઘણું, મુખે કહે મારે નવ ઘટે;
જયે ભાઈ કહે સૈજાણ, જો અવર કરતાં આધી વટે. ૧

ચોપાઈ.

એવાં પ્રાકમ નારી તણાં, આ જુગ વીશે ચાલેછે ઘણાં;
માટે જોવું ચરચા જરૂર, કેવું છે તે નારીનુ નુર,
એવો રાએ રાખ્યો વીચાર, એવે માસ એક વીત્યો સાર,
નિસા દિન ચરચા જુવે રાય, સતિ તણુ મુખ નવ નિરખાય
સામ દામ બઉ ભેદજ કરે, તોઅ અરથ એકે નવ સરે;
અહો રાત મંદિરમાં ફરે, હરિ હરી એમ મુખ ઉચરે ૩
લજયા રાખે તું સરજણ હાર, મુજ ગરીબને તુજ આધાર;
એમ નારી નીત્ય સમરણ કરે, મંદીર બાર પગલું ના ધરે
રાય ભોજ કરે અનેક ઉપાય, ચીત્રવતી જોવાનો દાય;
તારે વળતી તેસુ થયું, જયારે પંડીતને વીસરી ગયું, ૫
સાચી જુઠીનો કરવા સંચ, વળી બીજો રાયે રચ્યો પડપંચ, ૬

એક દીવસનો થયો પ્રભાત, રાયે વીચાર રૂદીયા સાથ, ૭
સેવક એક હતો સુજાણ, તેને હકીકત કહી નીરવાણ;
પુરાણ વાંચે છે પંડીત સાર, તેની ચીત્રવતી છે નાર. ૮
તેની ચરચા જોવીછે આજ, તમ વિણ નથી થવાનું કાજ;
માટે ચેતાવુ છું અમુલ, રખે આવે કોઇ વાતે ભુલ. ૯
નગર બહાર છે ફુલનો બાગ, ત્યાંથી કચેરી તેણી જાગ;
સભા ભરીને રાજા રહ્યો, શેવક પંડીતને તેડવા ગયો. ૧૦
સરી સરીખો સ્વછયો દ્વિજ, અર્ચા જાણે ઉગ્યો બીજ;
પોથી પાનાં કરમાં ધરી, સેવનાથ ગયા સભા સંચરી. ૧૧

છપો.

ખટ કર્મ થકી બ્રહ્મ, દ્વિજ ભાલે જે શોભે;
જાણીયે જે કો ભુપ, રૂપ દેખી મન લોભે;
વિદ્યા થકી વિર, જે ગાદીપર ચડશે;
રાય સાથે સંવાદ, કરવા ગુણથી અડશે;
જો સઘળી દયા હોય સહી, ચંદ્ર કળા પેરે વટે,
જયેભાઇ તે ભુદેવ છે, તેને મનુશ કેહેવો નવ ઘટે. ૧
જે હોય જાણ સુજાણ, તે વિપ્રને જાણે;
કાગ સ્વરૂપી કોય, એ આકોલીયાં વખાણે;
સાહર કેરૂ નીર, તે છલકી નવ જાય;
વરસે જ્યારે ઘન, તારે તે મહી કસાય;
શ્રીક્રશ્નજીયે સહ્યો, ભ્રગુ રૂષિનો માર;
જયેભાઇ કહે સૌ જાણજો. વડાને ન હોય વિકાર. ૨

ચોપાઈ.

પોથી પાનાં લીધાં હાથ, શિવનાથ આવ્યા શેવકની સાથ;
આપી આસન રાય નમીયો પાય, પ્રદક્ષીણકીધી પુજાય. ૧
આપ્યાં ગોરને વસ્ત્ર સીરપાવ, નવાં પેરો એમ બોલ્યા રાય;
આજ બાગમાં પધારયાછે રાય, માટે આટલી લો દક્ષણાય. ૨
વચન સુણી બોલ્યા રૂખી જન, નવાં વસ્ત્ર પેરયાં તે દંન;
રાયના કહ્યા પ્રમાણે કરયું, જુનું પાગરણ ધરતીપર ધરયું. ૩

સોરઠો.

પેટનું કુણ જાણે પાપ, માત્રાઈ કરી મારે જદા;
રીઝયો રૂખી આપ, શેવકે છેતરીયો તદા. ૧
પછી કરયો કથા આરંભ, સેવનાથ સુર્તિ ધરી;
વસ્ત્ર હરયાં વળી દંભ, શેવક ચાલ્યો સંચરી. ૨

દોહરો.

શેવક ત્યાંથી સંચરયો, વસ્ત્ર લેઈને વીર;
ચાલ્યો ચતુરાઈ દાખવી, ધીર વીર ધરીને ધીર. ૧

ચોપાઈ.

અભ્યાસ કારણ વિદ્યા જેહ, રહી સુર્તિ કથામાં તેહ;
વસ્ત્ર લેઈ વિપ્રનાં સાર, રૂધિર સુવરવું છાંટયું તે વાર. ૧
વહી ચીત્રવતીને કરયો પોકાર, લ્યો વસ્ત્ર બાઈ આવો બહાર;
સતી કહે સાંભળો વીર, કોનાં વસ્ત્ર કહો તે ધીર. ૨
શેવક કહે સેવનાથ તણાં, માતા લ્યો એ છે આપણાં;
સતી કહે કોને આપ્યાં એહ, સત વચન કહે સૌ તેહ. ૩
નથી વસ્ત્ર બીજાં કો બાર, પહેરો પોશાગ છે પાસે સાર;

શેવક કહે જે પહેરી ગયા, તેજ પોસાગ લ્યો મુજ મયા, ૪
વચન સુણી સતી બાહાર નીસરી, જોઈ વસ્ત્રને સુધ વીસરી,
જોતામાં પડી પેટ ફળ, અરે આકારણ સું કરતાર, ૫
રૂદીયુ ઉતરાઈ ગયું તે વાર, નરણેથી ચાલે નીરધાર,
મુજ શ્વામીનાં વસ્ત્ર સાર, સરવે સોયણીત ભરયાં આવાર. ૬
અરે દૈવ ગતી તાહરી, જોતાં બુધી જાયછે માહરી,
બધાં વસ્ત્ર લાવ્યા છો વીર, મનડે મારે રહે નહી ધીર ૭

દોહરા,

પુછવા લાગી પ્રેમદા, સાચું બોલો સુ જાણુ,
કયાં છે કથ માહરો, વદો રખે જુઠી વાણુ, ૧
તારે શેવક તે બોલીયો, સાંભળ મારી માત,
જીભ્હા કપાતી નથી માહરી, વદતાં વિપ્રોત વાત. ૨
રાય ગયાતા રણ વિશે, સુભ રમવા સીકાર તે ઠામ;
કુધરટ વાત કરતારની, એ ગોર આવ્યાતાં કામ. ૩
વચન સાંભળી વીરનું, ધણિુ ઢળી તે નાર;
કેસ કાઢતી સીર થકી, પોતે કરતી પોકાર. ૪
અરે દૈવ હું અભાગણી, નાથનું ન થયું જતન;
કરમ વીનાનું કયાં એ ગયું, રંકને ઘેર રતન. ૫

સોરઠો.

કરે કલપાંત અપાર, અરેરે દૈવ હવે શું થશે;
ઓછું પુન્ય અવતાર, અખંડ અહેવાતણ ગયું;
માટે માડી હવે શું થાય, પાંખો વીના પહોચુ નહી. ૧

છપ્પો.

થર થર ધ્રુજે દેહ, મેહ નર્ણે ઉમેટીયો;
મુખથી નવ બોલાય, પ્રાણ રૂધારચ ગયો;
જાણે પામી મ્રત, ત્રત તે તડફડતાં;
સેવક પડયો વિચાર, નારી નરણે નીરખતાં;
ત્રણ ઘટીકા તરફડી, ઉઠી કાંઇક સાતા થઇ;
જયેભાઈ કહે વ્રત પાળવા, મરવાને મંદીરમાં જઇ. ૧
સત રાખવા કાજ, બળથી બળ ચંપાણા;
સત રાખવા કાજ, પાંડવ વન છુપાણા;
સત રાખવા કાજ, મોરધ્વજે કરવત લીધું;
સત રાખવા કાજ, કરણે મરતાં દાન દીધું;
તેમ સતી સત રાખવા, મર્વા તૈયાર થૈ જેટલે;
જયભાઈ કહે બુધી પડે, વીચારી જોયુ તેટલે. ૨

સોરઠો.

જે દી જાવું જંમ હાથ, વેળા દોહલી છે વીશ્વને;
સુંદે નહી કો સાથ, સઉ વાહાલુ સંસારનું, ૧
કાધેલાં જે કર્મ, ભોગવ્યા વીના ભવ છુટે નહી;
માટે વિચ્યારી મર્મ, સતી સમજી મન વિશે. ૨

દોહરો.

જીવ કાઢવો જે વાહાલો નથી, વળી વરષ કે બાળ;
મર્તા તો મહા કઠણ છે, સુભ સતી કરે છે વિચ્યાર. ૧

ચોપાઇ.

મર્વા કારણ થૈ તૈયાર, ત્યારે મને આણ્યો વિચ્યાર;

મુજ સ્વામી છે ચતુરસુજાણ, વળી વેદ ભણે વખાણ. ૧
સરોદો શીવનો ભણ્યા છે સાર, ચરણદાસ કેરો અપાર;
કબીર કેરો એ દો તેહ, બીજા જોતિષના વિચાર જેહ. ૨
તેને મ્રત્યુ ઉકલે સાર, જે ત્રણ વરષમાં આવ્યો કાળ;
બે વરષમાં મ્રત્યુ હોય, સરોદાવાળો જાણે સૌ સોય. ૩
બાર માસ કે છમાં જાણ, ચતુર પુરષે પારખ નીરવાણ;
તો મુજ સ્વામી કેમ ન કહે વાત, જે મુજ મુસ્તક છે
લોહની ઘાત. ૪
વળી ચતુર હું તેની નાર, મ્રત્યુ ન ઓળખ્યું મુજ ભરથાર;
રખે રાજાયે કૌતિક કીધ, સતી તણી પરિક્ષા લીધ. ૫

દોહરા.

સતી સમજી મન વિષે, જીવે છે મુજ ભરથાર;
પણ મ્રત્યુ સાભળું સ્વામીનું, માટે મરવું સાર. ૧
પણ મુજને મુઈ જાણસે, તો તરત તજસે પ્રાણ;
આપ મરૂ એને રાખું, તો હું ચતુરસુજાણ. ૨
પ્રીત પરવારી પેહ તણી, તેમાં તો ઘણો રોસ;
પણ લીખીત વાત મટે નહીં, કો કોને દેવો દોસ. ૩
હંસને સરોવર ઘણાં, સરોવરને નહીં કોય;
એવું જાણી મારા નાથજી, મારૂ મન રહ્યું છે મોય. ૪
મુજ સમાણી સખી સાસરે, સુખે સ્વામી સંગ;
અરેરે માતા માણ્યો નહી, સુભ સ્વામી કોમળ અંગ. ૫
સ્વામી મુજને સંભારજો, એકાંત નીવરતે આપ;
અરેરે દૈવ કીયા ભવનું, આ પ્રગટ્યું મારૂ પાપ. ૬

કામે બ્રહ્મ હત્યા કરી, કેમ મારેલ બાળ;
કેમ ગઉ હત્યા કરી, ભરજોબન ખુટયો કાળ. ૭
કુમે પેઉ પરભગ્યો, સતી શીર ચડાવી આળ;
માટે આ અવતારમાં, મુજ સીર પડી મોજાળ. ૮
પેઉડા વેલા પધારજો, કાપવા મારૂ દુખ;
પણ પુન્ય મારૂ પુરૂ નહીં, તો કયાથી ભોગવું સુખ. ૯
કાં પુન્યમાં જીભ આડી કરી, કાં ચાડી કરી રાય;
કયાં વરત અધુરૂ મેલીયું, તે લીખીત મિથ્યા કેમ થાય.
માડી મુજને દોષ લાગસે, મેં કલપાંતો મેલ્યો કંથ;
વ્રત પાળવા કારણે, હું તો ચાલી પુરણ પંથ. ૧૧
નાથ નીસાસો મને લાગસે, તમ મુસ્તક ઉગ્યું ઝાડ;
બક્ષીસ કરજો ગુન્હો માહરો, તમો માની પ્રીતનો પાડ.૧૨
એમ આક્રંદ કરે ઘણું, ગેતે ગ્રહમોઝાર,
દયા ઘણીછે દીલ વીશે, દુખ પામશે ભરથાર, ૧૩
માડી મુજથી નવ થશે, મારા કોમલ કંથજ તન
ભાગ્ય વીના શું ભોગવું, રંક ઘેર રતન; ૧૪
કાગલ કલમ કરમાં ધરી, ખુંધી વડે તે નાર,
પતીવર્તાના પુન્યથી, આગળ ઉકલ્યો અવતાર; ૧૫
મુજ કેડે મર્તા નહી, હુ લેઉશ્ય બીજો અવતાર,
જીવતો નર ફરી પામસે, તુંને વરીશ બીજી વાર; ૧૬

## श्लोक

द्वीजचपाल्निचिन्नत्तीः ॥ म्रतंगतासान्नपकौतकनः ॥

गंगंगतासापुंनरपजिन्मम् ॥ त्रीत्रनरोपुंनरत्नन्मत्रपस्यनी॥

સોરઠા.

નયણું ચાલંતાં નીર, કાગળ લખ્યો કામની,
ધરી હઇયે ધીર, ગરતાં રક્ષા કરી માંટીની, ૧
આવજો ગંગાને ઘાટ, કાસી નગર મારા કંથજી,
જરૂર જોઈસ હું વાટ, પેહેડા વેલા પધારજો; ૨

ચોપાઈ.

એવો શ્લોક લખીયો નાર, કાગલ સેઈ ચોડયો કમાડ,
સેવક જોતામાં સાર, જીભ્હા કરડી મુઈ તે નાર; ૧
અનુચર ધ્રૂજયો અપરમ પાર, ધણી માઠી મેં કરી કીરતાર
પરવરયો પાછો રાજા છે જ્યાંઈ, અથા ઈતી કહ્યુંછે ત્યાંઈ, ૨
સુંણતાં રજા સુધ ભુલીયો, અરે દૈવ મહા અન્યા થયો,
સેવનાથ સામા જોડયા હાથ, ક્ષમા કરો કરયો અપરાધ; ૩
વિસમે થયો વિપ્ર તે વાર, અરે રાય આસો ઉચાર,
કવણ અપરાધ કરયો આદન, સત વચન વદો રાજન; ૪
સાંભળો રાય કહે સાક્ષાત, પેહેલી તમો કહી પતી વરતાની વાત,
ત્યારે વચન પ્રમાણ ના થશે, મેં જાણ્યું જે પ્રીક્ષા લેશે ૫

દોહરા.

તે કામની જોવા કારણ, એ કીધા અન્યા પાર,
તે તારંણી તમ તણી, પડી પ્રથવી મોઝાર;
સુંણતા સરવકો સંચરયા, દોડતા વીપ્ર દુવાર,
મંદીરમાં મ્રતક પડી, નિસ્ચે તેની નાર; ૬

વિપરે મન વીચારીઊં, મુજ મર્વાથી પામી મરત,
હવે જીવીને હું સું કરૂં, પડું દેહ પોતે તરત; ૩
મરવાને એમ મન કરયું, કરે કલપાંત અપાર,
સતી તણું સુખ ખોઇ રહ્યો, જોરે જીવું તો ધીકાર ૪
બ્રામણ જમતા રાખીયા કે તરસી રાખી ગાય,
ભર જોબન ગઇ ભામની, એના સુખમાં ઉઠી લાય ૫

સોરઠા.

અરેરે જગતના તાત, અનેક પરાધ મુજથી થયા,
કો સું કરસું વાત, દેવ દયા તે જાણી નહી; ૧
પુરૂં નહી મુજ પુન્ય, કયાંથી મળે એવી કામની,
ન હતી કરીએ પુન્ય, ભુતળ નહી એવી ભામની; ૨

દોહરા.

વાટ જોજે વળી માહરી, કરજે કાંઇક વાર;
સ્વરગ મધે આપણ સુખમાં, નિસ્ચે મળશું નર નાર. ૧
મહાદુ:ખે મળવા ગયો, ગઇ સુરતિ જ્યાં કમાડ;
દીઠો કાગળ દ્રષ્ટીએ, વાંચ્યો તેણી વાર. ૨
કાસીનગર કંથ આવજો, ગગા કાંઠે સાર;
બ્રાહ્મણ કુળમાં અવતરી, વરીસ બીજી વાર. ૩
મુજ તપમાં ભંગ પડયો, માટે મરવુ સાર;
પણ પુન્યછે તમ પરીપા તણું, તે પામીસ તુજ ભરથાર. ૪
વિવેક પત્ર વાંચતાં, આવી ધીરજ અતી મન;
મરતાં લખ્યું સતી માનુની, માટે સત છે વચન. ૫

ચોપાઇ.

સ્ત્રીને અગની ડાગ કરશે, દ્રવ ઘણું કુડે વાવરશે;
વસ્ત્ર આભુષણ મંદીર સાર, ક્રશ્નાર્પણ કરયું તે વાર. ૧
રાયે લક્ષો રૂપઇયા સાર, ધરમાદા કરયા તે વાર;
રાજા પંડિતને પુછે આપ, કેવા પ્રકારે આ છુટું પાપ.૨
જે કહો તે મુસ્તક ધરૂ, જપ તપ સાધન યગન કરૂ;
પંડીત વદે વેદની વાણ, કરો પુન્ય બહુ ચતુરસુજાણ. ૩
આદ અનાદી શાસ્ત્ર કહે રાય, વાધે પુન્ય તો પાપ પળાય.૫

## શ્લોક.

सद्पात्रदानाच्चभवेधनाढवो ॥ धनप्रभावाच्चकरोतिपूण्यं॥
पूण्यप्रभावात्सुरलोकमामी॥पुनर्धनाढयपूनरेवभोगी ॥ १ ॥
अदत्तदानाच्चभवेद्दरिद्री ॥ दारिद्रभावाच्चकरोतिपापं ॥
पापप्रभावान्नरकंप्रयांति ॥ पूनर्दरिद्रीपुनरेवपापि ॥ २ ॥

છપ્પા.

પુન્યે ન પીડે પાપ, આપ પણ રાજી રહેશે;
પુન્યે ન પીડે ગ્રહ, જગત સઉ દાતા કહેશે;
પુન્યે રીપુ ક્ષય થાય, પુન્યે મીત્રય વસ આવે;
પુન્યે સ્વરગનું સુખ, પુન્યે વઇમાન પાવે;
પુન્યે પરજા પામે સહી, છુટે દોશ સઉ પુન્યથી;
પુન્યે સમું સુખ પ્રાણીને, જયેભાઇ બીજું એકે નથી.૧

ચોપાઇ.

માટે રાય કરો જો પુન્ય, ન રહે એકે વાતે નુન્ય;

પુન્ય થકી આ પાતીક જશે, દોષ રહીત તે દેહી થસે. ૧
વચન વિવેકી વાડવનાં સુણી, હરખે ચડયો ધારાનો ધણી;
કઈક સદાવ્રત કારણે, રૂડા વજીર રાખ્યા બારણે. ૨
કુપ વાપીકને સરોવર સાર, ઉદ્યોગ રાયે આદરયો તે ઠાર;
વળી તે વેળા તે વાર, તેડયા સેવનાથ તેણે ઠાર. ૩
પ્રદક્ષીણા પ્રીતે ભોજરાય, રાંડીત કેરે લાગ્યો પાય;
તજો સોક તમો રૂષિરાય, રીઝે પરણાવું રાજ કન્યાય. ૪
ચીંત્યા તજો ચીતથી ધીસ, આપું ગ્રામ અમો એકવીસ;
કહો તો કોઈક વિપ્ર કુમાર, પ્રિતે પરણાવું સકુળની નાર. ૫

દોહરો.

પંડિત દયા પ્રિતે ધરો, અનુકુળ થાઓ આ દન;
આપું રાજ આ ધારાનું, જો જમો જુગતે મુજ અન. ૧
પુત્રી પરણાવું પેટની, શોચ તજો રૂષિ રાય;
કહો વિસેસ તે હું કરૂ, જો પરશન જીવ તુજ થાય. ૨
દ્વીજ કહે સુણ્ય ધારા ધણી, પ્રોઢું નહીં તુજ પાપ;
પુન્ય અમો પરવારીયું, એમ વિચારો આપ. ૩
રાજા પ્રજાપાળ છે, તે જોવે ન્યાય અન્યાય;
સાસ્ત્ર સાખ પુરે સદા, નિસ્ચે દોષ ન થાય. ૪
ભોગવવું પુન્ય આપડું, જો અન સાથે જોસ;
નિરણે કરતાં નરપને, કસો ન કરીએ હોસ. ૫

ચોપાઈ.

ઓછુ પુન્ય અમારૂ આપ, તેમાં નહીં તમાને પાપ;
ન ધરસો દુખ તમો લગાર, નહીં પરણુ હું બીજી નાર. ૧

ભાગ્ય મારૂં ક્યાંથી ભળે, સ્ત્રી એવી ફરી કેમ મળે;
રાજા કહે સાંભળો દ્વીજ રાય, કરજોડીને લાગુ પાય. ૨
દોસ નિવારણ કરો માહરો, હું સેવક રૂષિ તાહરો;
પ્રીત ધરીને પાવન કરો, વિપ્ર તનીઆ રૂડી જોઇ વરો. ૩
કામી બુદ્ધ્ય અમો કીધ, સતી તણી પરીક્ષા લીધ;
નવ વિચાર્યું અમો આપ, પ્રગટ્યુ મારૂ તેથી પાપ. ૪
જેના પુને વરસે મેહ, તેવી સતીએ તજીઓ દેહ;
જો તે દોસ છુટું જાહરે, આહાર નીંદ્રા અમો કરૂં તાહરે;

છપ્પો.

સમજુને મન સોસ, દોસમાં તે પણ જાણે;
જ્યાં સુધી શીર પાપ, આપ મોહોજ ના માણે;
ચીવટ ઘણી ચીતમાંહી, બેસવું કાંઈ ન બુઝે;
દેખે નજરે દોસ, કામ કાજ ન સુઝે;
સતવાદીને સો ઘટે, અજ્ઞાનીને કાંઇએ નથી;
જેભાઇ કહે સોધી જુવો, શાસ્ત્ર વચન શું કહીએ કથી. ૧

સોરઠો.

ભોજ કહે હો બ્રહ્મનાથ, બુડતા તે બાહે ધરો;
માની મારી વાત, કન્યા કુળવંતી વરો; ૧
વાડવ બોલ્યો વાણ, નહીં વરૂં નિશ્ચે કરી;
ઇશ્વર કેરી આણ, વરૂં જો બીજી વિનીતાને. ૨

## દોહરા.

એવું કહીને ઉઠીઆ, એ ન રહ્યા ઘડી એક વાર;
કોટી બ્રહ્મહત્યા કરૂં, જો વરૂં બીજી નાર. ૧

નિર્મળ મેન એ નારી તણા, ન હતી એકે નુન્ય;
ભાગ્ય મારૂ ભુંસાઈ ગયું, પરવારૂ નિપુન્ય.
તેવુ કહી તે વહી ગયો, ન રહ્યો નગ્રમાં જોઈ;
સતવાદીને સુખ નહીં, રહ્યો ભોજ મન રોઈ. ૩
ચતુર રાયે ચીંતા ધરી, સતી તણું સીર પાપ;
ઉપાય એકે નવ ઉકલે, અતી વિચ્યારે આપ. ૪

## ચોપાઈ.

કાસીએ કર્યો દ્વીજે પરવેસ. તજ્યો તણે માળવ દેસ,
સઘળુ તેણે ભોગવ્યુ છે સુખ, છોડતાં સહેર લાગ્યુ છે દુખ; ૧

## શ્લોક.

कांताविर्योगःस्वजनापमानोरणस्यशषंकुनृपस्यसेवा ॥
दरिद्रभावोविषमासभायविनाग्निनैतेवदहंतिकाय॥१॥

## ચોપાઈ.

સ્ત્રી વિઓગ સ્વજન અપમાન, કુન પેસવા દરિદ્ર તાન,
વૃધેશે સવિ સમ સભાય, વિના અગ્નિ દહંતી કાય, ૧
તેમ તે સેવનાથ પ્રીતીઓ નાર, કાસી જવાનો કર્યો વિચાર,
તમે ભોજ દુખમાં રહયો, પંડીત પોતે પરદેસે ગયો, ૨
તજી ભોજ ધારા તે ધીર, ત્યાં સુધી નહીં અનેક નીર,
પછી પ્રગણું બીજુ જોઈ, આહાર જળપાન કરેછે સોઈ ૩
જ્યાં સરોવર આવે ત્યાં નાય, પ્રીત કરે પાડ પુજાય,
ક્ષુધાથી માહ દુખીઓ જન, નથી યાચતો કોઈ પાસે અન,૪

કોઇક ભોજન કરાવે તે જમે, નહીતો ભુખે વનમાં ભમે,
રાખે વાસો તો ત રહે, રાતે ઉઠી વાટે વહે; ૫
પાંચ ચાર દીવસે પામે આહાર, કોઇ વખતે દિવસ દશ બાર
એમ કેક પરકારે કષ્ટી કરે, પુરણ દુખે પંથે પળે; ૬
ભુલી ગયો ભજન પ્રીભ્રંમ, સંભારે છે નીજ જે કરમ,
ચતુર પંડીત મોહ દુખીયો થયો, સંધ્યા સાધન ભુલી ગયો, ૭
ચીંત્યાથી ચતુરાઇ જાય, રૂડો હોય જો પંડીત રાય,
ચતુર પંડીતને ચીંત્યા પાર, કયારે મળસે સકુળની નાર; ૮
જો નારી નહી મળે નીર્વાણ, તો તે નીસ્ચે તજશે પ્રાણ,
સંકલ્પ વીકલ્પ મન બહુ કરે, કવણ ઉપાયે કામની મળે; ૯
વ્રહ વસ મન ચીંતા થઇ, સુધ બુધ સર્વ સિવનાથની ગઇ,
ભુલ્યો રસ્તે જતાં વાટ, ચડયો ઉજડ વાટે ઉચાટ, ૧૦

છપો,

ચિંત્યા થકી ચતુર, દીલડા, પણ ભુલેછે,
ચિંત્યા થકી ચતુર, વચન વાંકાં બોલેછે,
ચિંત્યા થકી ચતુર, દુખ દરીઆમાં ડોલે,
ચિંત્યા થકી ચતુર. થાય તરણાને તોલે,
ચિંત્યા થકી ચતુર, તે ભુલેછે કુળ કાજને,
જયેભાઇ જો ચિંત્યા વડે, રાય તજે છે રાજને, ૧

## સોરઠા.

ઉપન્યો ઉર ઉચાટ, ભુલ્યો ભાન તે બ્રામણે,
વહયો વનની વાટ, ચતુર ચિંત્યા થકી ચુકીયો; ૧

## દોહરા.

વટયા દીવસ વાટે જતાં, મનમાં મોહ ઉચાટ,
ભુલ્યો ભાન રસ્તા તણું, વહ્યો વનની વાટ; ૧
બારે ભયાનક વન છે, વાઘ વરૂ અપાર,
બેર ખાખરા બોરડી, બાવળ બૌવીધ ઝાડ; ૨
કંથેર કાંટા ઘણા, ગોખરૂ ઝાડ ગંભીર,
જખ્મ કરી છલુ કડ થકી, ધરીન સકે ધીર; ૩
ભાખર ડુંગર પહાડ ઘણા, અજગર નાંખે ફાળ,
વનચર ગગનચર જોઈને; કાયર પ્રગટે કાળ; ૪
તેવા મધે ભુલો પડયો, ન મળે અનેક નીર,
પ્રાણ રૂધાર થતે થયો, સુકાઈ ગયું છે શરીર; ૫
મુખકર માણું પંડીતનું, જાણે જીવનો કાળ,
તેવા મધે એક રાક્ષસી, આવીછે તે ઠાર; ૬
કેસ જોતાં શીહોળીઆ, વદન વીકાસ ભયંકાર,
બૌં બૌં કરતી ઉતરી, સેવનાથ પાસે સાર; ૭
કારણ જોતાં કોતરાં, નાસીકા ગંભીર ગુફાય,
દંત કાષ શરીખડા, જોતાંમાં જીવ જાય; ૮
જીભ્યા જોતાં બીહામણી, આવી એ મુખથી બાહાર,
કર જાણે મોભ કાષ્ટના, ચરણ જાણે વ્રક્ષ તાડ, ૯
બાળીએ દ્રષ્ટિએ ભામની, સેવનાથ પ્રગટયો સ્વાસ,
અરેરે અબળા મળી નહી, આ નિસ્ચે કરસે નાસ; ૧૦

## છપો.

બૌ દુઃખણ કીરતાર, જે કો ઉપર રૂઠે,
કાં સુખ કે દુખ, વરસ્યામાં ભય તુટે,

ભરયામાં ભરાય, દેવાદાર વાધે દેવું,
કોઈ કને પુત્ર સાત, કોને વાંઝીયા જેવું,
ભાગ્યશાલીને ભુત રળે, અભાગીયાનો પુત્ર મરે,
જયેભાઈ થર તે નીકળે, તેમાં કરતા તે સું કરે; ૧
જો આપેલ હોય દાન, માન જગમાં પામે છે,
જેણે કરૂં છે તપ, રાજ રીધ પામે છે,
જેણે કરૂં હોય વ્રત, અખંડ એવાતણ રેહેસે,
કરૂં તીરથજ કોઈ, રૂપ અનોપમ પામે છે,
પાપ કરૂં જે પ્રાણીયે, નીચ વરણ થૈ માહ દુખ સહે,
કરયાં કર્મ તે ભોગવે, વાડવ જયો ભાઈ વેદ કહે,

## ચોપાઇ.

પોહેલે અવતાર કરૂં હોય જેહ, બીજે ભવ પામેછે તેહ,
તેનો કરી જોવો વિચાર, સરવે સરજો સરજણહાર. ૧
કોઈક હસ્તિ અશ્વે ચડે, કોઈકને ન જોડો મળે;
કોઈક ઘ્રત સાકર જમે, કો ક્ષુધાવંત ઘેર ઘેર ભમે. ૨
કોને આભુષણ અપાર, કોને નહિ વસ્ત્ર વહેવાર;
કોકને નારી પંદર પળે, કોઈકને ના એકે મળે. ૩
કોઈકનું સોભે ઘરસુત્ર, કોને નહીં પુત્રી કે પુત્ર;
કોઈક વાંચે વેદ પુરાણ, કોને ન વડે વદતાં વાણ. ૪
કોઈકનું નવ ખંડે નામ, કોઈને જણ્યો ન જાણે ગામ;
કોઈક લાખોનું લેખું ગણે, કોએક અક્ષર ના ભણે, "૫
કો સતી સ્વામી સાથે થાય, એવાતણ અખંડ ભોગવાય;
કોનારી ભરજોબન જેહ, વિધવાપણું પામે છે તેહ. ૬

કો કામની ન રાખે કોઇ, કો ભોગ ભોગવે છે શોઇ;
કોઇક ન મળે નોકરી, કઇક બાંધે વચને બાકરી. ૭
જેણે જેવું કરયું છે ધરમ, તે તેવું બંધાણું કરમ;
પુરૂ પુન્ય હોસે જે તણું, એ ઊંમર સુખ ભોગવે છે ઘણું.
વરત અધુરૂ મેલ્યું જે જન, ભરજોબનમાં મરે છે તન;
જેણે જાત્રા કરી અનુપ, તે નર પામ્યા રૂડુ રૂપ. ૯
જેને દીધાં છે પુન્યદાન, તે પામ્યા લક્ષમી સંતાન;
બ્રમ ભોજન યગન અપાર, તેનો ઉત્તમ કુળ અવતાર. ૧૦

દોહરા.

જેણે જે સુક્રિત કરયું, તેવું પામ્યા તેહ;
કો તે કરતાં શું કરે, શાસ્ત્ર સાખે એહ. ૧
તેમ જતે ફળ પામીઓ, સુભ સેવનાથ દ્વિજ;
વાવેલુ તે ઉગીયું, એ ભવ આગલ્યે બીજ. ૨
એક દુખ એ રાક્ષસી મળી, સુખ ગયું બીજુ સાર;
ત્રીજુ દુખ જે ભુખ છે, ચોથું ચતુરાં ગઇ નાર. ૩
પાંચમુ દુખ પાણી નહી, તેથી તે પડીઓ પાય;
સરણે આવ્યો સખી તાહરે, હું બ્રાહ્મણ છું હો માય. ૪

## શ્લોક.

आयुःकर्मंचवितचविद्यानिधनमेवच:
पंचैतानिहिसृज्यंतेगर्जस्थस्यैवदैहिनः ॥१॥

ચોપાઇ.

આયુસ્ય કરમ દ્રવ વિદ્યાય, મ્રત્યુ આદી એ પંચ કહેવાય;

પડતાં બીંદુ લખ્યું પ્રીબ્રમ, વધ હાણ લાભ કે ક્રમ. ૧
વધે ન ઘટે તેમાંથી એક, વસો વિસ્ત વાસે રાખી ટેક;
તેમ વિસવાશ પંડિત ધરે, કરી કલપંત તેને કરગરે. ૨

દોહરા.

અસ્તુતિ એની ન સાંભળી, તતક્ષણ ગ્રહ્યો હાથ;
આકાશ મારગે ઉતપતી, વાડવ લેઈને સાથ. ૧
ગઈ દુર ઘણું ગોરડી, વન વિસે તે વાર;
ગીરી એક ગંભીર છે, ઉતારયો એ ઠાર. ૨
અતી ઉતંગ એક વડ છે, સુભ સોભંતો સાર;
લાવી ત્યાં તે વિપ્રને, પ્રોઢો પોતાનો દુવાર. ૩
પ્રાજે કરવા પંડીતને, ઉકાળું તેલ અપાર;
કહેવા લાગી કામની, તણુ તુજને આ વાર. ૪
સમરય તારા ઈષ્ટને, જેનું કરે ભજંન;
કરે વાર કો તાહરી, પળમાં થશે પતંન. ૫
વિપ્ર તો વિસમે થયો, કરૂ કવણ ઉપાય;
દયા નહીં એના દિલ વિસે, માટે મુજને ખાય. ૬
દ્વીજ ધ્રુજ્યો ધરણી પડયો, ક્ષમા કરો મુજ વાંક;
આવ્યો એ સરણે તમ તણે, પંડીત પામર રાંક. ૭
માતા મને મરવા તણી, લેસ ન બીક લગાર;
મોરતો માતા એક છે, જુવે વાટય જે નાર. ૮
મુજને જો તમો મારશો, અહીયાં આણી વાર;
અવતાર તો એળે જસે, સતી તણો સંસાર. ૯
પેહેલાવતારે પ્રેમદા, મ્રત્યુ પામી મુજ માટ;

અને બીજા અવતારમાં, ઘટસે જોબન ઘાટ. ૧૦

સોરઠો.

સેવનાથ કહે સુણ માત, સતી હતી મારે સુંદરી;
તેણે તે કીધી આપઘાત, કફતક ભોજ્ય રાયે કરયુ. ૧
લખીયો તેણે લેખ, કાશીનગરમાં કંતજી;
માટે નહિ માન મેખ, જન્મ બીજો મારો જાણજો. ૨
પરણીસ્ય તુજને પ્રેમ, જરૂર આવજો જીવાને;
હોસે સરવ હેમ ખેમ, વરૂ નહીં બીજા વરને. ૩

દોહરો.

કહ્યું છે કાશીએ આવજો, એ લેશે બીજો અવતાર;
બ્રાહ્મણ કુળમાં અવતરી, વરીસ બીજી વાર. ૧
માટે જીવતા મેલ્ય માવડી, પતીવરતાને પુન્ય;
ભેડો થાય ભામની તણો, એ ન રહે એકે નુન્ય. ૨
મુજને જો તમો મારસો, આહાર કરસો આ વાર;
સતી સ્વામી કો કરે નહી, એનો એળે જસે અવતાર.૩
સેવનાથ સેવ્યા કારણે, પોતે મ્રત્યુ પામી નાર;
અને અવતાર બીજા તણો, સફળ થવા સંસાર. ૪
જરૂર મને જીવ્યા તણી, હુંસ નહી લગાર;
પણ પતીવરતા પરણે નહીં, નિશ્ચે નવો ભરથાર. ૫

ચોપાઈ.

વિનતા વાટ જોતી હસે સાર, એને મુવે થયાં વર્ષ અગીયાર;
કામની તે સું પરણવા કોડ, જુગતે જુગતી છે બે જોડ. ૧
એ નારીને નીરખું જાહરે, પુરા કોડ પહોચે તાહરે;

માટે મેલ્ય કેડો માહરો, પાડ પુરો માનીસ તાહરો. ૨
સુણતામા તે બોલી નાર, મુઢ આણ્ય તુજ મન વિચાર;
છતી નારી હું પાસે છું, અવર નારી ઇછેછે તું. ૩
પ્રીતે કર પાણીગ્રહણ માહરૂ, નહિંતો નિસ્ચે મ્રત્યુ તાહરૂ;
હણુ તુજને મારે હાથ, કરૂં ભક્ષ એ તેલની સાથ. ૪
વિપ્ર મુજને વરય તું સાર, સુખ આપીશ સ્વરગનું સાર;
ભાગ્ય તાહરૂ કયાંથી ભળે, માનુની મુજ સરખી કયાં મળે.
તેથી તારા પોચસે કોડ, જુગતા જુગતી મળી છે જોડ;
કોટી કામની એકઠી કરે, મુજ સરખી ચેહેરા ન મળે. ૬

# श्लोक.

आचरःकुलमाख्यातिदेशमाख्यातिजाषणम् ॥
संभ्रमःस्नेहमाख्यातिर्यपुराख्यातिर्भोजनंम् ॥१॥

ટિકા.—કુળમાં વખાણુ આચાર વડે થાય છે દેશ વિષે વિક્ષાત મેઠી વાણીથી થાય છે સ્નેહ અને હેત વધવાનું મુળ મોહ છે દેહને પુષ્ટ કરવા ભાત ભાજનું ભોજન છે.

ચોપાઇ.

તેમ તેરાક્ષસી અનુપ, રીઝી જોઇ રૂષિનું રૂપ,
ઉપાય અનેક કરીને વરૂં, નહિતો બ્રામણ ભક્ષ કરૂં ૧
મોહ પામીછું તુજ જોઇને મુખ, આપીસ ઈંદ્રાસનનું સુખ,
પરણે મને તો પ્રગટ્યુ પુન્ય,રહે નહિ રળવાની તુન્ય; ૨
ભોજન કરો જેનો ભાવ તુને,આણી આપતાં એ નહિવાર મુજને

અહાર અન આપડે નહિ કોઇ, મનુશ્ય અંક્ષ મન મોઇ; ૩
નીકર નીરાસ કરો મુજને, ભાવે ભક્ષ કરૂં તુજને,
આવ્યો સંકટ નીસ્ચે જાણ, છુટસો જ્યારે છુટે પ્રાણ, ૪
નહિતો મુંજસુ જોડે સ્નેહ, કરૂં અરપણ કામની કે દેહ,
પ્રાણ થકી પ્યારો જાણુસું, સેજ્યે સંસાર સુખ માણસું, ૫

## દોહરા.

વરપ કાં વિપ્ર ઉતાવળો, કાંતો કરૂં છું ભક્ષ,
એમાં ગમે તે તુજને, પંડીત કર પરતક્ષ, ૧
દ્વીજ કહે ધીકાર તુને, નારી દીસે નીરલજ,
પર પુર્ષને પતી કરે, તેવી સી તારે ગરજ ૨
કોક પુર્ષને કર ગ્રહી, માણવાનુ જે મન,
કોક દીવસ તે કામની, પામે થશે પતંન; ૩
અરેરે એ અભ્યણી, કાઢે કુડ વચન,
હું અપરાધ અંક્ષણ, તમો તેરા રાક્ષસ જન; ૪
પંડીત તારો પુત્ર છે, તુ તે તેની માતા,
વરૂં નહિ વનીતાતને, વીચારી બોલો વાત; ૫
તમો વરો વીવેકીતે, રાક્ષસ્ય રૂડો રાય,
અમો અલ્પ આયુસનાં. મનુષ જાણો માય; ૬
મ્રત લોકના અમો માનવી, નહિ આયુસ્યનો નીમ,
તમો તે દાનવ દૈતછે, અત ઊંમર હેમ ખેમ; ૭

## સોરઠો.

એથી આળ પંપાળ, મેહેલી દે તું માવડી,

અંગે ચડે નહિ આળ, કરો કામ વીચારીને; ૧
પર હરી પોતાનો કંથ, ભોગવે બીજા ભરથારને.
નારચે નર્કને પંથ, પાપે પડેછે પ્રેમદા; ૨

ચોપાઈ.

શીક્ષા છે શાસ્ત્રની જેહ, કામની આગળ કીધી તેહ;
તોય વારી તે ન રહિ, ભક્ષ કરવા તે તત્પર થઈ. ૧

# श्लोक

नास्तिकामसमोव्याधिर्नास्तिमोहसमारिपुः ॥
नास्तिक्रोधसमोवन्हिर्नास्तिज्ञानात्परसुखम् ॥१॥

ટીકા.—કામ જેવો બીજો રોગ નથી, ક્રોધ જેવું દેહીને બીજુ બાળતું નથી, જ્ઞાન જેવું બીજું શરીરને સુખ આપનાર નથી, માટે હે રાક્ષણી પછીથી પસ્તાવો થસે માટે મને જવા દે તો પણ માનતી નથી તે ઉપર એક દાખલો બતાવે છે.

ચોપાઈ.

વળી વિપ્ર કરો વિચ્યાર, એક દ્રષ્ટાંત કહુ એ વાર;
સાંભળ હો રાક્ષસી માત, કહુ એક સ્ત્રિની વાત. ૧
તુજ જેવી હતી તે નાર, તેહ તણો કહું વિસ્તાર;
તેના હાલ થયા છે જેહ, તારા તવા થાસે તેહ. ૨
ઉકલ્યુ છે ત્યા તેણ અપાર, સાંભળવાને રહી છે નાર;
કહે વાત વેગે તું, હવડાં નહિં તો હણુ છું હું. ૩
સેવનાથ કહે સુંદરી, વાત કહુ તુજને વિસ્તરી;

નૌતમ નગ્ર ઉત્તર પંચ, નરોતમ નરપત સુભ સંત. ૪
નારી તેનું નિરમળ નામ, સીલવંતો તે છે સુભ ધામ;
પેટ નહીં પુત્રી કે તન, ઈશ્વર ઉપર એનુ મન. ૫
પુન્યદાન કરે અપાર, તેથી ત્રુઠયા જુગદાધાર;
માસ અધીક એકાદશી કરે, રવીવારનું વ્રત આદરે. ૬
જગન જાગ કરે પોતેહ, અભીયાગત ઉપર બહુ નેહ;
કથા સાંભળે છે નરનાર, વ્રત અનોપમ પંડીત પર પ્યાર. ૭
તે નારીનું દુખજ ગયુ, વાંઝીયા મેણું તે ભાગીયું;
રહયો ગ્રભ તે પુન્ય પરીતાપ, પ્રગટી પુત્રી એક તે આપ. ૮
વધાઈ વિપ્રે રાયને કરી, આપી મહોરો પસલીઓ ભરી;
બ્રાહ્મણ ભાટ ચારણ કવી જેહ, મોજ આપી મો માગી તેહ. ૯

# श्लोक.

सत्येनधार्यतेपृथ्वीसत्येनतपतरात्रि ॥
सत्येनयांतिवायुश्चसर्वंसत्येप्रातिषितम् ॥१॥

ટીકા—સતના આધારે પ્રથ્વી રહેછે સતના આધારે સૂર્ય ચંદ્ર રહેછે સતના આધારે વાયુ વાયછે બ્રમ્હા પણ વરષે છે સતના આધારે સરવે ધારયુ કામ સીધી થાય તેમ તે નરોતમ રાજા છે તેણે અને તેનીજ સ્રીએ સત્યના સુકતાં ટેક રાખીને વ્રત દાન પુન્ય ઈત્યાદી ખરા દલથી કરયું તેથી પરમેશ્વર પરસન થયા.

દોહરા.

પુત્રી પરસવ થયા પછી, હર્ષ ઘણો રાણી રાય;

ભોજન આમને ભાવતુ, રીઝી જમાડયુ રાય. ૧
મહુણુ મટયુ વાંઝનુ, માનની પામી માન;
વીચ્યાર કરયો નર નારીયે, દેઈયે કન્યાદાન. ૨
કુંવરી થૈ વર્ષ સાતની, સોભા કોટીક કામ;
જાણે દેવ દેવંગના, પાડયું પ્રેમવતી નામ. ૩
રૂપે રંભા સરીખડી, કુંભ કુંભ વરણી કાય;
નીરખે નારી નેહથી, મુનીને મુરછા થાય. ૪
રાયે જાણ્યું પુત્રી તણા, પુરૂ મનના કોડ.
વર જોવો વિવેકથી, જુગતે જુગતી જોડ. ૫

છપો.

જેનો પીતા સુજાણ, જોડ તે સરખી જોવે;
રાઝે જેથી રાગ, કામ કોટી મન મોવે;
પામે પુત્રી સુખ, દુખ દેખી દુર જાવે;
નર નારીને નેહ, કલેહ કો દીન થાવે;
પીતા દુસી જે પુત્રીનો, વ્રધ બાળ વિવા ન કરે;
જયેભાઈ જોવે જોડતો, ઠીક ઠામે પુત્રી ઠરે. ૧

## સોરઠો.

અતી મન ઉમાંગ, કરવા વીવા તે કુંવરીનો,
સોભીતો સુભ રંગ, રાય જોયો તે રાજવી. ૧

## श्लोक.

सुकुलयोजतूकन्याकन्यादानांचमहनूफलं ॥
यज्ञानांसत कोटांश्च:तस्यफलंश्चलभ्यते ॥१॥

ટીકા.—કન્યા આપવી તે સારૂ કુળ જોઇને કુળ વાન અને વિદ્વાન પુર્ષને આપવી, અને ઘરડો પુરૂષ કે છેક બાળક જેવી કજોડું થાય તેવાને કે શોકય હોય તે વે ઠેકાણે દ્રવ્ય લેઇને કે બીજી મતલબથી પણ કન્યા આપવી નહીં, અને તેમ કરે તો માત પીતા નરકે પડે છે, કન્યાદાનનું ફળ કેવું છે કે સો જગન કરે તની બરો બર એક કન્યાદાન દેવાનું પુન્ય છે.

ચોપાઇ.

તેવું જાણીને તે રાય, કુળવાન જોઇ આપી કન્યાય,
ધન્ય ધન્ય જન્મ જે જન, આપ્યુ આપે કન્યાદાન. ૧

દોહરા.

કોટી દાન બીજાં કરે, પણ નહી કન્યાદાન તુલ્ય;
સ્વર્ગ તણું સુખ સહેજમાં, પામે પ્રાણી માહ મુલ્ય. ૧
સફળ જન્મ તેણે ધર્યો, કીધુ કન્યાનું પુન્ય,
સુખ પામસે તે સ્વર્ગમાં, ન રહે કસીયે ન્યુન્ય. ૨

ચોપાઇ.

પુત્રી પકી તે રૂપ અપાર, રાયે જોયો રાજ્ય કુમાર|
અગીયાર વરશે વીવા કીધ, અસ્વ ગજરથ દાસી દીધ; ૧
આપ્યાં વસ્ત્ર આભુષણ સાર, વળાવી સાસરે રાજ્યકુમાર
નર નારીની સરખી જોડ, પહોચ્યા બેઉના મનના કોડ.૨
વર કહે વનીતાને વાણ્ય, તું તો નારી મારો પ્રાણ્ય;
જે માગો માનુની તમો, આપુ પુસ્તક સુધી અમો. ૩
કોટે કોટ પરતીગના મુને, તુજ છતાં વરૂ નહીં કુને;

હણુ નહીં તુને કા દિસ, પડે ગુનો જો તારે સીસ. ૪
જોવું દિવસમાં ઘણું તુજ મુખ, ઉપજે તારે અમોને સુખ;
વચન કદી લોપું નહીં હું, શામા સાચુ માનજે તુ. ૫

દાહરા.

નારી કહે ઓ નાવજી, આ હેડે કહું છું આપ;
તમ વિના સંસારમાં, પુરૂષ મારે ભાઈ બાપ. ૧
એમ અન્યો અન્ય પ્રીતી કરી, એક એકથી આપ;
સાંભળજે તું રાક્ષસી, પછી પ્રગટ્યુ પાપ. ૨
નારી નિચ બુધી ઘણી, સમજણ સુધ નહીં સુધ;
પતળી જાય એક પલકમાં, જેની પાનીએ બુધ. ૩
રાજાને અંત રાણીને, પ્રીત પર્વપરપાર;
એક દિવશ શું નિપન્યું, કહું તેનો વિસ્તાર. ૪

છપો.

ન રાખો નારી વિસ્વાસ, માતા પુત્રી હોય જોડે;
ન રાખો નારી વિસ્વાસ, સાસુ વહુ હોએ કોડે;
ન રાખો નારી વિસ્વાસ, જોઈ દેરાણી જેઠાણી;
ન રાખો નારી વિસ્વાસ, હોય માસીને ભાણી;
વિસ્વાસ નહીં નારી તણો, જે નણંદને ભોજાઈ હસે;
કહે કવી ખે જાર જે, સગી બેનો સાથે છુટસે. ૧

સોરઠો.

જોજયો જુવતી ટેવ, કારણ વિના તે કામની;
પરહરે પતી રૂપે દેવ, નારી નિસ્ચે કરે અવર ધણી. ૧

# श्लोक

**नदीनांचनखीनांचशृंगिणंशस्त्रपाणिनां ॥**
**विस्वासोनैवकर्तव्यःस्त्रीषुराजकुलेषुच ॥१॥**

ટીકા.—નદી નખવાળું જાનવર સીંગડાવાળુ પશુ હ થીયાર બાંધીને ઉભેલો પુરૂષ અને સ્ત્રી ને રાજા એ છ જણુથી બીહીતાં રહેવું; આ રાજકુંમારને તેની સ્ત્રી પ્રેમવ તી મીઠું મીઠું બોલી વસ કરયો પણ આ ગળ જુવો શું થાય છે.

ચોપાઇ.

તે ગ્રામમાં એક હતો શાહુકાર, તેહ તણો કહુ વિસ્તાર;
લક્ષપતીમાં તેનું નામ, વસ્ય તેને વરતે સૌ ગામ. ૧
પુત્ર પાંચ પ્રાક્રમી ઘણા, લક્ષ્મી લહેર નહિ કો મણા;
દસાશ્રીમાળી છે નાત, જુગ વિસે જાણીતી જાત. ૨
કરે પરમારથનું કામ, કિરતી કવી કરે ગામ ગામ;
સુંદર શેઠ નામ તે સાર, નામ તેવો ગુણ અપાર. ૩
પુરવ જન્મનું તેનું પુન્ય, નહીં કસીએ વાતે નુન્ય;
વડો પુત્ર વેલસી નામ, લોભ ઘણો કરે નિચ કામ. ૪
નથી તેને લોભનો ખ્યોભ, વણ નિસરણી ચઢે જઇ મોભ;
ખોડાઢોર તણુ જે ધન, તે ખાવાનું તેને મન. ૫
દાનત હરામી થયો જયાહરે, નાઠી લક્ષ્મી તે તાહરે;
ભ્રષ્ટબુધીથી ભરમ ચડયો, લોભરૂપી અરણ્યમાં પડયો. ૬

છપો.

ચાહે ઘણેરો લોભ, ખ્યોભ ધરમ ન ધારે;
ચાહે ઘણેરો લોભ, પુત પીતાને મારે;
ચાહે ઘણેરો લોભ, પાળ તે પુન્યની તોડે;
ચાહે ઘણેરો લોભ, શાણો નીજ સત છોડે;
લોભ થકી લજ્યા ઘટે, ઘટે આયુસ્ય એહનું;
જયેભાઇ અતી લોભ કરે, કોઇ સગુ નહિ તેહનું. ૧

દોહરા.

લોભ તો સઉકો કરે, પણ અણઘટતો નવી હોય;
કરે કપટ જે લોભમાં, ફટય ફટય કરે સઉ કોય. ૧
પરમાદાનું ધન્ય તે, ખાતાં થયો ખાખ;
વાટ ઉઠી વેપારમાં, રહી મોળવા રાખ. ૨
સાટુ કરયુ સામટુ, વેલસીએ તે દિસ;
ખોટય આવી ખાળા તણી, સુંપે ખોયા ચાળીશ. ૩
વળી વિમો કરયો વાણનો, સેહેજયે ગયા શીતેર;
વસાણુ અન સઉ વેચીયુ, અન રહ્યુ નહી શેર. ૪
લક્ષમી હતી એક લક્ષ વસુ, ખોઇ ખોટે સરવ;
દશ હજાર દેવા થયા, ગળી ગયો સઉ ગરવ. ૫
વસ્ત્ર આભુષણ વેચીને, આપ્યા સહસ્ત્ર સાત,
વળી વિઘન ઘણુ થયું, અતી થયો ઉતપાત. ૬
છે દેવું ત્રણ સહસ્રનું તેથી ઝુરે તેહ;
લેણાવાળા લેવા સારૂ, કાગળ લખે કઇ એહ. ૭
ઘરને સઉવે ઘભરાવિયો, દાનત દેખી ભ્રષ્ટ;

લોભ કરયો અધરમનો, તેથી પડીયું કષ્ટ. ૮
તેવું સાંભળી વેલસી, જઇને પડીયો કુપ;
જીવ ગયો એક પલકમાં, રોળાઇ ગયું રૂપ. ૯
ત્યાર પછી દન ત્રણે તે, લાગી બોવનમા લાય;
લાખ હતા તાં રાખ રહી, જોજ્યો જુગત જદુરાય. ૧૦

ચોપાઇ.

જેષ્ટ પુત્ર મુવો જાહરે, પછી પરલે થયું તાહરે;
વાંસે વિર હતા જે ચાર, શેઠ શેઠાણી માણસ બાર. ૧
આવ્યું શેળીયું એક વાર, કુટંબ સરવેનો થયો સંહાર;
પાંચ વહુરોને પુત્ર તરણ, અષ્ટ જણ એ પામ્યા મરણ.
જીવતો પુત્ર એક છે એહ, નર નારીનો વરધ છે દેહ;
એક પુત્રી વડા પુત્ર તણી, બે વરષની બાળી ધણી. ૩
એક પુત્ર વરષ અઢાર, જમવા નહીં કોને અન આહાર;
કોથળે ફરવા માંડયુ નેટ, ભરવા માત પીતાનું પેટ. ૪
લક્ષપતી તે નિરધન થયો, એક દોકડો ગાંઠે નવ રહયો;
સગા વાલાનાં લીધા દામ, કરવા માંડયું કોથળાનું કામ.૫

# શ્લોક.

अन्यायोपार्जितंद्रव्यंदशवर्षाणितिष्टति ॥
प्राप्तेएकादशेवर्षेसमुळंचविनश्यति ॥१॥

ટીકા.—અન્યા એટલે અધરમથી ધન મેળવ્યું હો
ય તે દસ વરષ સુધી રહે છે અને અગીઆરમે વરષે પો

તાનું આગલ્યું ધન હોય તે પણ લેઇને જાય છે તેમ સુંદરશાનુ ધન અધરમથી ગયુ.

ચોપાઇ.

ગયા પછી પસ્તાવો કરે, તેણે અરથ એકે ન સરે;
છતે દ્રવે ભીખારી નામ, મુંવા પુંઠે શું આવે કામ. ૧

છપો.

ન ખરચ્યું ધન હાથ, સાથ તેણે નહીં જાવે;
ખાધુ નહીં ધન ખાંત્ય, કહો તે કામ શું આવે;
પોતે ન કિધું પુન્ય, તેના ધનને ધીકારે;
કરયુ ન પરમારથ કામ, તે કેમ તરસે આરે:
ખરચ્યું નહિં ખાધુ નહી, હરી નામમાં કાંઇ ન થયુ;
જયેભાઇ જોતાં જુગતને, સુદરશાનું ધન સઉ ગયું, ૧

દોહરા.

એક દિવસ વાણીઓ, ગઓ કોથળા કાજ;
જવા દિધો દરબારમાં, રીઝી રૂડો રાજ. ૧
રાણી બેઠી છે બારીએ, પ્રેમવતી જે નામ;
દિઠો વણીક ફુટડો, તતક્ષણ પ્રગટયો કામ. ૨
મોકલી દાસી મોહોલથી, વણીકને આંહી લાવ્ય;
ઓષધી લેવી છે એહની, વેગે વેલી આવ્ય. ૩
વાત કરતાં તે વિનતા, હેઠી ઉતરી સાર;
કહેવા લાગી વણીકને, તુજ્ય ભાગ્ય તણો નહીં પાર.૪
રાણી તેડે છે રીઝમાં, નિસ્ચે કરશે ન્યાલ;
માટે તેડવા મોકલ્યું, વેગે પ્રગટયુ વાહાલ. ૫

સાથે ચાલો માહરી, રાણી પાસે રંગ;
પાછા ઉતારૂ પલકમાં, ઉની ના આવે અંગ. ૬
વણીક વનિતાને કહે, શું લેવું છે બોલ;
આવતાં એ રાજ્ય મોહોલમાં,તારૂણી નહીં મુજ તોલ.૭
વિનતા અમો વાણીયા, રઈપત સઉથી રાંક;
બીકણુ ઘણુા બહુ પેરથી, એનો આડે આંક. ૮
જોતુ હોય જે તાહરે, એ આપું આ આવાર;
શું જુવે છે સુંદરી, એ તું કર ઉચાર. ૯
કામની કહે કાયર થયો, ભળ્યુ નહીં તુજ ભાલ;
હું પીટયા હુંસીયાર થઈ, નિસ્ચે કરાવીસ નાહાલ. ૧૦

ચોપાઈ.

હા ના કરતાં હઠ કરી, તેડી ચાલી તેને સુંદરી;
લાવી રાણી છે જ્યાંહ, ઉતરી દાશી હેડી ત્યાંહ, ૧
પુછવા લાગી પ્રેમવતી વાણ, સમુ બોલો શેઠ સુજાણ;
શી વસ્તુ તુજ પાસે સાર,એ મુજ આગળ કહો આ વાર.૨
ત્યારે તે બોલ્યો વાણીઓ, પ્રેમદા તણો પડદો જાણીયો;
તમ અરથનુ નથી તે માત, શી પુછો છો મુજને વાત ૩
હળદી લવેંગ તમાકુ જેહ, મરચાં લુણ ખારો તેહ;
નારાછડી નાડાંને ઉન, બીજી ઓષધી છે ઘુન. ૪
મેણીઆં મોતીની સેર, લીલા ચાંલ્લા અબરખીઆ પેર;
તેમાં તુજ અરથનું કોઈ, માતા લ્યોજે મન હોંસ હોય.૫

દોહોરા.

વિનીતાને વોરવું નથી, જોયો વણીક સુજાણ;

કામાતુર થઈ કામની, વાગ્યુ મોહનું બાણ. ૧
મનમાં વિચારે માનુની, કરવા એનો સંગ;
વેહ થકી થઈ વ્યાકુળી, ઉઠયો અગની અંગ. ૨
જુવે વસ્તુ વળી વળી, નથી લેવાની કાંઈ;
મુરખ કહી શકતી નથી, વિચાર કરે મન માંહી.

# श्लोक.

साभार्यायाशुचिर्दक्षा साभार्यायापतिव्रता ॥
साभार्यापतिप्रीता साभार्यासत्यवादिनी ॥१॥

ટીકા.—જે પવીત્ર સારી તે, નીતી ધરમથી ચાલતો હોય, તે ચતુર જાણવી, અને સ્વામી ઉપર ઘણી પ્રીતી હોય, અને પતીનું વચન પાલન કરતી હોય તે સાવ પ્રતીવતા જાણવી, અને સત્ય બોલનારી સ્ત્રી છે તે કોઈ દિવશ જુઠુ બોલેજ નહીં, તેવી સ્ત્રીને તજવી નહી, તેમ મુઢે મીઠા બોલી હોય, અને પેટમાં કપટ રાખતી હોય તેવી સ્ત્રીને રાખવીજ નહી તેથી વાંઢા રેહેવુ સારૂ તેમ આ પ્રેમવતી રાખવા જેવી નથી.

દોહરા.

કહેવા લાગી કોકસ, હે કો હું ચોળા ખાટ;
નરનારી આપણ નેહથી, સુંપે રમીએ ચોપાટ. ૧
સેહેજ ઉપર આવો સુખે, ભય ન ધરશો સોય;
ત્યાવજો નીત્ય આ સમે, કેનાર નથી કોઈ. ૨

આપીશ સુખ અતી ઘણું, રાજા કરતાં રિધ;
ભરો તમો ભંડારમાં, નિત્યે લઈ નવ નિધ. ૩
કરોડપતી કરૂં તુને, ભળીયું તારૂં ભાગ્ય;
રંગે રાણીથી રમ, લેસ ન મળત લાગ. ૪
હાંકી કાઢું હેતથી, દરીદ્ર તારૂં દુર;
ભોગવો રાણી ભાવથી, સામદ થઈ થઈને સુર. ૫
ઇંદ્રાસનનું સુખ એ, આપું તુને આવાર;
અરૂં પરૂં એ શું જુવે, ચડો સેહેજપર સાર. ૬
આવો આળસ મોડીને, કંથ પોહોચાડું કોડ;
ખાઓ પીઓ ખુબી કરો, જુગતે મારી જોડ. ૭



ચોપાઈ.

ત્યારે વણીકે જોડયા હાથ, બોલ્યો તે શામાની સાથ;
એ બોલ્યા અઘટતી વાત, એવું વચન ના વદીયે માત. ૧
તમો રાણી રાયજી તણી, સોઈએ અકલ સહુથી ઘણી;
તતો કરો છો વેવલી વાત, વિવેક દોસ વિચારો માત. ૨
રાજા છે તે પીતા સહી, રઈયત બેટા બેઠી એહી;
માટે હુંતો સુત તાહરો, મન કેડો તું માત માહરો. ૩
અરે રાણી તુ મુરખી જોય, આવી વાણુ વદે ન કોય;
રાજકુંવરનું જેને સુખ, ન જુવે બીજાનું મુખ;
મા અમો પામર નહી ભરવા પેટ, રાજભોગ ભસેરો વેટ;
કેસર કુમ કુમ સોએ રાય, તો મુજમાં શું નિરખ્યું માય.

# श्लोक

**राजपत्निगुरोःपत्नीमीत्रपत्नीतथैवच ॥**

**पत्नीमातास्वमाताचपंचैतामातरःस्मृता ॥१॥**

ટીકા—રાજાની સ્ત્રી ગુરૂ એટલે ગોર પોતાનો કે જે વિદ્યા ભણાવે તે અથવા જેને ગુરૂ કરયો હોય તે અથવા જગત ગુરૂ બ્રાહ્મણ એટલે કોઈ પણ બ્રાહ્મણની સ્ત્રી પોતાના ભાઈબંધની સ્ત્રી અને પોતાની સ્ત્રીની મા ને પોતાની માએ શાસ્ત્ર પ્રમાણે પંચે માતા છે, માટે હે રાણી તમો તો એ વણીકની માતા છો માટે હું વણીક પણ તમારો પુત્ર છું, તથી મને જવા દો એવું કહીને ઉઠી ચાલ્યો.

ચોપાઈ.

જાવા લાગ્યો ઉઠી જાહરે, કામની કર સાહયો તાહરે;
અરે પીટયા તું મુરખ હોય, તું જેવો નવ દિઠો કોય ૧
લક્ષમી આવી ચાંલ્લો કરે, તો કુણ મુખ ધોવા સંચરે;
દ્રવ દેઈ ભાગીશ તુજ ભુખ, સરવે વાતે પાશે સુખ. ૨
હું સે આવ્ય પલગપર તું, નહાલ કરી નાંખીસ હું;
રીઝી મુજશું રમોને રંગ, નરનારી મેળવિએ અંગ. ૩
તેથી હઈડું ટાહાડું થાય, દુખ બેઉ જણાનાં જાય;
મુજ સરિખી નારી એહ, ભાગ્ય વિના ભોગવે કુણ તેહ. ૪
કરય સંજોગ કોડ મુજ સાથ, હાર હઈયાનો આપું તુજ હાથ;
જો નકાર કરો આ દિસ, ઈશ્વર આણ્ય એ છેદું સીસ. ૫

### સોરઠો.

બાળ્ય અબળાની બુધ, રાજ્ય રાણી માંહી રાંકથી;
સમજી નહીં કાંઇ સુધ, પુરી મતી જેની પાનીએ. ૧
તજી રઢીયાળો રાય, વણિકથી વિહવળ થઇ;
કામાતુર કામની થાય, નિસ્ચે ભોગવે તે નિચને. ૨

### દોહરો.

નિચ જાત નારી ઘણી, તજી રઢીયાળો રાય;
કાયરની કોટે પડી, પ્રેમદા ચાંપે પાય. ૧
ભોગવ્ય મુજને ભાવથી, કહું કરગરી સાર;
સમજી જાને સાનમાં, નહિ તો ખુટયો કાળ. ૨
પાડીશ સોર પાંસરો, જાણસે જો તે રાય;
તે વેળાને તે ઘડી, તારા તે કટકાય. ૩
માટે ઉઠ તું મુરખા, લે લાખેણી લાણ;
સ્વરગ તણું સુખ સેહેજમાં, નહીંતો ખોસો પ્રાણ. ૪
વાણીક વદે વળી માનની, મુરખી મોટી તું;
હણ્ય મને તું હવડાં; ભામની ન ભોગવું હું. ૫
મારે મુજને માનની, કટકે કટકા થાય;
પણ પાપીણી તુજને, બેસસે મુજ હત્યાય. ૬
વણીક કહે વળી જાણસે, રોસ કરીને રાય,
તું તે માને મુરખી, તારા તે કટકાય. ૭
કામની કહે છે કાળ તે, આવી ચડીયો શીશ;
ઇચ્છા પુરય તું આ સમે, નહીંતો છેદુ શીશ. ૮
પુરષાતન નથી પુરષમાં, વાણીક વિંદલા દુલ;

માટે મેલો માવડી, જાસે માપને મુલ. ૯
માત પીતા વ્રધ માહરાં, તેતો પામસે મરણ;
માટે મેલો જીવતો, હું આવ્યો તાહરી સરણ. ૧૦
વળી પુત્રી બે વરષની, બંધવ કેરી નેટ;
માતા મુજને મુવા પછી, કહો કુણ ભરશે પેટ. ૧૧
કરજોડી તે કરગરે, વણીક તારો પુત્ર;
ભોગવો ભાવે ભુપને, સાચો અક્ષર સુત્ર. ૧૨
તુ તો બેન છું માહરી, હું તે તારો વિર;
સ્વામી રાય સોહામણો, ધરમ ધુરંધર ધીર. ૧૩

ચોપાઇ.

વનીતા વળતી મુકી લાજ, કહે કંત કરાવું રાજ;
સ્વામી તું હઇયાનો હાર, પ્રતિગના કરૂં અપાર. ૧
તુજ માવીતરની ભાગુ ભુખ, સ્વરગ તણું તે આપું સુખ;
આવિ હાથ જો ખાઇ જશે, પુરો પસ્તાવો તુજને થશે. ૨
રંડા હસે કો રાંકજ તણી, કરશો તે શું પ્રીતિ ઘણી;
ન હોય તેમાં પ્રાણી કે બુધ, સોભે નહી સુભ વસ્ત્ર સુધ. ૩
રાખીશ તુજને હું હેમ ખેમ, બનવો લેખ તે બનશે તેમ;
કદી રાય મારે આ ઠામ, તો પણ થસે તમારૂ નામ. ૪
કહેવત છે લોકોનું ધીર, મરીએ પણ માણીએ અમીર;
તુજ ઉપર મોહ્યું મુજ મન, એથી આવ્ય સેજે આ દન. ૫

દોહરો.

વણીક કહે તું શું કહે, આ તલે નહીં તેલ;
ભોગવું નહીં તુજ ભામની, મિથ્યા લવરી મેલ. ૧

તારૂણી તુજ સાથ તે, કરૂ કરમ કુડ આપ;
રઉ રઉ નરકે નિશ્ચે પડુ, સત બ્રહ્મ હત્યા છે પાપ. ૨
એવું કહીને ઉઠીયો, વણિક તેણે દિસ;
કપટ કપટરે પાપણી, રૂઠયો તુજને ઇશ. ૩
પ્રેમવતિએ જાણ્યુ પરવરયો, ડાપણ કરસે દિસ;
કટાર લિધો તે કામની, રૂદે આણી બહુ રીસ. ૪
પકડયો વણીક પલકમાં, અબળાએ તે આપ;
કટાર મારયો કાળજે, નારી ન ગણ્યું પાપ. ૫
કટાર મારયો કામની, પાડી વણીકે ચીસ;
તેવે તે કંથ કારમો, આવ્યો એણે દીસ. ૬

## ચોપાઇ.

મારયો વણીકને તે ઠાર, એવે આવ્યો રાજકુમાર;
રાણી વણીક તણી જે રાડ, સર્વે સાંભળી તેણે ઠાર. ૧
ચડયો રીસ ભરેલો રાય, નાખિ વણીક ન દુખ સહેવાય;
થયો કૃતાંત સરીખો કાળ, પગની મુસ્તક લાગી ઝાળ. ૨
કુણે હણ્યો વણિકનો બાળ, આપ્ય ઉત્તર તું તતકાળ;
બોલ્ય સાચું આણે ઠીસ, નહિં તો હવડાં છેદુ શીશ. ૩
નીરખિ રાય દીગમુઢ થૈ, શરીર તણી તે સુધ ન રહી;
ધ્રુજતી ધ્રુજતી બોલી બોલ, મારવા લાગ્યો માર અતોલ. ૪
ધ્રભરાતી તે રાણી વદે, સાંભળો સ્વામી કહું તે રૂદે;
મારી આગના નહિં ધરી, આવ્યો વણીક મેડીયે ચડી. ૫
શિખ શાસ્ત્રની કરતાં વાત, પીટયે પકડયો મારો હાથ;
હું પતીવર્તા છું નાર, મારૂ વ્રત ભાગ્યું આ ઠાર. ૬

તેથી ચડી મુજને રીસ, મારા હાથે હણ્યો આ ઇશ;
મારે પણ મરવું છે સહી, વ્રત ભંગ થયું છે તહીં. ૭
પ્રાણ કાડી નાખવો સાર, વ્રત ચુકે તેને ધીકાર;
મારયો એને ને મરશું અમો, તેનો રોસ ના ધર્સો તમો. ૮
અસ્ત્રી ચરીત્ર તણી જે રીત, કરવા માંડી રાણીએ વિપ્રીત;
એવાં અનેક ઢોંગજ કરી, રૂદન કરવા લાગી સુંદરી. ૯

## છપો.

કામની ચરીત્ર કોડ, સુણજો સજ્જન સુજાણ;
ચાલે કુચાલ મન મોડ, સતી થૈ ચાલે નીર્વાણ;
એતે ચરીત્ર કોઇ, સમ ખાઇ સાચી થાવે;
જુઠી પડે નહિં જોઇ, પ્રાણ પોતાનો જાવે;
સહેજે સહાચી થવા સાર, રાડ કરી રાપશું અડે;
આપે જીવ આપનો પણ, જયેભાઇ જુઠી તે ના પડે. ૧

## દોહરા.

સાચી થાવા કારણે, પોતે કાઢે પ્રાણ;
કોડ ઉપાયે કામની, જુઠી ન પડે જાણ. ૧
કાંતો કારણ ઉભું કરે, કાંતો માંદી થાય;
અનેક ઢુંગ એવા કરે, કાંતો જીવથી જાય. ૨
કાંતો મારે પુત્રને, કાં કરે સ્વામીની ઘાત;
સામ દામ ભેદ કરે, કાં હણે સસરો કે તાત. ૩
પ્રેમવતીનો પ્રપંચ તે, સમજયો રાજકુમાર;
જોષ્ટિકા લેઇ ચર્મની, કરયો કામનીને પ્રહાર. ૪

રાજે મન વીચારીયું, ન હણવી એ નાર;
અવર પુરૂષની આંચમાં, તેને તજવી સાર. ૫
નાક છેદન નારી કરી, મુસ્તક મુંડન સાર;
શામ વદન ખરવાહન કરી, કાઢી નગ્રથી બાર. ૬
પુરો પસ્તાવો તે પ્રેમદા, કરે વિધ વિધ વિચ્યાર;
અરે કબુધિ મેં કરી, એણે ખોયો અવતાર. ૭
રાજ રીધ સુખ સહેજમાં, ખોઈ બેઠી આ દીશ;
નીંદ્યા કરી લોક હાથ કરે, વળી હત્યા વણીકની શીશ. ૮
મહેણું દેશે માત તાતને, મામાને મુસાળ;
સુખ ખોયું સંસારનું, આવી પોહચો કાળ. ૯
તપ જપ કાંઈ નવ કરયાં, સ્વામી શેવા અનુપ;
પસ્તાવો પુરણ કરી, પછી પડી તે કુપ. ૧૦
જો જીવું સંસારમાં, ફટય ફટય કરે સૌ લોક;
કુબુદ્ધી ઘણી કામની, પ્રગટ્યો પુરણ શોક. ૧૧

## સોરઠો.

વિપ્ર કહે સુણ્ય વાત, એવી ગત થશે આપણી;
માટે મેહેલી દે, માત, પસ્તાસો પછી પાપણી. ૧

## ચોપાઈ

વધો વિપ્ર સાસ્ત્રની રીત, પરપુરૂષથી કરવી પ્રીત;
જેથી રીઝે જુગ કરતાર, સફળ થાય વળી સંસાર. ૧
ક્ષણ સુખમા અતી દુખ કામની, માઠી ગતીએ જાસો
માનની;

પ્રેમહિત કરચો ઉચાર, તેમ કરે તો તરે ભવ પાર. ૨
સુણતાં વચન શામા તે દીસ, રૂદે આણી અદકી રીસ;
વદન વિકાશી પોતા તણું, મુખ થકી બોલે છે ઘણું ૩
કરી ક્રોધ ઘણો તે સાથ, સેવનાથનો સાહ્યો હાથ;
દંત ભયંકર જીહ્વા જોઈ, રૂપી ઘણું રૂદીયામાં રોય. ૪
નાંખવા લાગી કડા મોઝાર, વળી વિપ્રે કરયો ઉચાર;
મુજને મા મારીને શું કરો, વનિતા વર રૂડો જોઈ વરો.

## દોહરો.

સેવનાથ કહે સુણય સુંદરી, સમજી જાને સુધ;
માઠી ગતી જાસો માનુની, પ્રગટી પાપની બુધ. ૧

# श्लोक.

ननिर्मिकेनापिनदृष्टपूर्वानश्रुयतेहेममयीकुरंगी ॥
तथापितृष्णारघुनंरनस्याविनाशकालेविपरीतबुद्धि ॥१॥

ટીકા—બ્રહ્માએ સોનાનો મરઘ કરયોજ નહતો તો પણ નજરે પણ કોઈ દીવશ જોયો નહોતો તેમ વેદ કે શાસ્ત્ર કોઈમાં લખેલું પણ નહોતું તોપણ રામચંદ્રને વિચાર આવ્યો નહી ને તે મરઘના પાછળ દોડયા. માટે હોણું થયું તેમ હે રાક્ષશી તારૂ પણ નબળું થવાનું કે આવી બુધી કરી છે.

# श्लोक.

तादशाजायतेबुद्धिर्व्यवसायोपितादशः ॥

सहायास्तादृशाएवयादृशीभावितव्यता ॥१॥

## ચોપાઇ.

જેના નશીબમાં મળવું જેહ, તેવી બુદ્ધિ પામેછે તેહ;
નબળુ નશીબ રાક્ષસી નાર, તેથી તેવો તેં કરયો વિચાર.૧
વાડવ કહે વેજલાને વાણુ, એતી જા તું ચતુર સુજાણ;
વેદ વચન માનો માહરૂં, નહી તો મ્રત્યુ આવ્યું તાહરૂં.૨
મુજને મારતાં મરશો તમો, ઈશ્વર આણ જે કહુછું અમો;
વિનાશ કાળે વિપ્રીત બુદ્ધિ હોય, ગાતા મન વિચારી જોય. ૩
વાડવ તણું વચન ન ધરૂ, એ ભક્ષ કરવાનું કરયું;
વિવેક વચન વારી નવ રહી, લઇ કઢામાં નાખે તેહી.૪

## દોહરા.

એવો ઉતપાત અતી ઘણો, સેવનાથને સાર;
ચીત્રવતીએ જે પ્રાણ તજયો, કહુ તેનો વિસ્તાર. ૧
પતીવ્રતા તુલ્ય પુન્ય નથી, નારીને નિરવાણ;
સરગ પામે છે સેહેજમાં, એતજો ચતુર સુજાણ. ૨
પતીવરત જે પાળશે, રાજી હોશે રામ;
કીર્તી કવી કરે ઘણી, થાશે જુગમાં નામ. ૩
જમ કીંકર પીડા નહી, જહી પુત્ર કળત્ર વિજોગ;
સુખ પામે વળી સ્વર્ગનું, ભોગવે રૂડા ભોગ. ૪
ચિત્રવતીએ પાળીયુ, પતીવરત અતી પાર;
તેના પુન્યથી તે પ્રેમદા, ઉકલ્યો બીજે અવતાર. ૫

# श्लोक.

वरंनराज्यंनकुराज्यराज्यंवरंनमित्रंनकुमित्रमित्रम् ॥
वरंनशिष्योनकुशिष्यशिष्योचरंनदारानकुदारदारा॥१॥

દોહરા.

રાપ અધ્રમી પ્રજા પીડીત, મીત્ર કપટી સાર;
શીશ સબુધીવાળો નથી, નહી પતીવ્રતા નાર. १
ઉપાય હોય એ તજ્યા તણો, તો તો તજવાં તેહ;
નાહી તો નિશ્ચે એ ચારથી, અલપ પ્રીતી કરો એહ.૫

ચોપાઈ.

સેવનાથની નારી જેહ, કાશીમાં જનમી છે તેહ;
દતવિત નામે બ્રાહ્મણ સાર, લીધો તેને ઘેર અવતાર. १
મોહ રૂપ અનુપમ સરૂપ, જાણે કન્યા ભારે ભુપ;
રવી કીર્ણ વાધે છે જેમ. અહો નિસા વધે છે એમ. ૨
માત પીતાને હરખ અપાર, કુંવરી તુલ્ય જોવો કુમાર;
કરવા વિવા કુંવરી તણો, માત પિતાને પ્રેમ ઘણો. ૩
પુત્રી કહે સુણો હો બાપ, સ્વાની સતીથી કેમ બીજો થાય;
અમો પ્રતીવ્રતા છું નાર, એને સ્વામી એક સંસાર. ૪
ધારા નગીમાં રેહે છે એહ, તે માટે મેં તજ્યો છે દેહ;
નામ ઠામને એ એધાણ, માત પીતાને કહ્યાંછે જાણ.૫
બે વરસની બોલી બાળી એહ, તે શું જાણે સાહસ,વેહ;
માત પીતા પુછે ફરી ફરી, તવ તેણે વાણી ઓચરી. ૬

આજ થકી એકવીસમે દન, કાસી રાજાને પ્રગટે તન;
પીતા ચેતાવો રાયને સાર, આપશે વધાઈ તે અપાર. ૭
ઉઠો સીઘ્ર કરો આ વાર, ગળશે કુંવારકા તે સાર;
પુષ્પ હશે તેની પાસ, તો પોહોંચે તમારી આસ. ૮
કહ્યા પ્રમાણે વિપ્રે કરયું, રાયે વધાઈથી દ્રવ્યે ઘર ભરયું;
સતી જાણી વિપ્ર કન્યાય, કાસીરાયને હરખ ન માય. ૯
દતવિતને દીન હરખે જાય, તેમ તેમ કન્યા મોટી થાય;
બરસ અગીઆર વેગે વહી જાય,દતવિતને ઘણી ચીંતા થાય.
પુત્રીનો જાય કન્યા કાળ, સે નાળ્યો વિપ્રનો બાળ;
ધારા નગ્ર સુધી સોધીયો, નેઠો મળ્યો પણ ભેઠો ન થયો.૧૧
દતવિતને મન ઉચાટ, જોવે છે શેવનાથની વાટ;
ગિતવતી કહે ચીંતા જશે, વિસ વસા નીશ્ચે આવશે. ૧૨
ગહંદ ગતી ગોવીંદ અપાર, વિપ્ર રહ્યો છે વન મોઝાર;
નથી છોડતી તેને નેટ, ભક્ષ કરી જાણે ભરૂ પેટ. ૧૩

દોહરા.

કર ગ્રહી કહે વિપ્રને, તું સમર તારો દેવ;
તે વાહાર કરે જે તાહરો, કરી હોય કોઈની શેવ. ૧
ત્યારે વિપ્રે વિચારીયું, નહી છોડે આ નાર;
માટે ઈષ્ટ આરાધવો, વેગે કરે જે વાર. ૨

ચોપાઈ.

ત્યારે સેવનાથે સમરયો જંત્ર, જે ગાયત્રી કેરો મંત્ર;
સમરતામાં ઠાઘી સાર, થયો કડાકો વોમ મોઝાર. ૧
ધ્રુજી ધરા અપરમપાર, પડયો ફાટ ભોમી મોઝાર;

તેલ અગ્નિને કડા જેહ, ગયું પાતાળે સરવે તેહ. ૨

# श्लोक.

**नांन्नोदकसंमंदानंनथिर्द्वादशीसमान ॥**
**गायत्र्याःपरोमंत्रोनमातुःपरदैवतम् ॥१॥**

ટીકા—અન્ન દાન ને પાણીનું દાન જેવું બીજુ કાંઈ પુન નથી અને પાણી પાવાનું તેથી પણ વિશેશ છે બારશ જેવી પુન્ય કરવાને બીજી તિથી નથી અને ગાયત્રી મંત્ર જેવો બીજો તાતકાળ કામ કરે તેવો અને સર્વે દોશથી નિવારીને સ્વર્ગનું સુખ આપે એવો બીજો મંત્ર નથી અને પોતાની માતા તુલ્ય બીજુ દઈવત નથી હવે આ ગાયત્રી મંત્રનું આવાહન સેવનાથે કરયું જુવો તે કેવુ ફળ આપે છે.

ચોપાઈ.

ગાયત્રી મંત્ર સમર્યો જાહરે, અંધકાર થયો તાહરે;
દિગમુંઢ થઈને નારી રહી, પેઠી કડા પાતાળે ગઈ. ૧
નિરખી એલ અદભુત અપાર, ચઢયો રાક્ષસીને કાળ;
અલ્યા બ્રાહ્મણ તેં કઊતક કિધ, પરીક્ષા પુરણ મારી લીધ. ૨
એવું કહીને ભક્ષવા કાજ, ગ્રાવાને માંડયા માહરાજ;
તેવે શિખર એક પાહાડ તણું, તુટયું તેવે બોજ ઘણું. ૩
મા વાગ્યું તે નારીના શીસ, પડી ધરામાં તણુ દીસ;
કરી ઇછે વિપની વાર, રોળાઈ ગઈ રાક્ષસી નાર. ૪
મા થયું અળગુ દુખ જાહરે, સેવનાથને સુઝયું તાહરે;

અરે જીવ હું મુરખ અજાણ, ભુલી ગયો નિજ ઇષ્ટ નીરવાણ
થઇ બુદ્ધી પ્રફુલીત તેહ, ચઢયો ઊંચા ડુંગર પર એહ;
એક દિશાએ નવ દિઠું વન, ઉતરયો હેઠો તેણુ દંન. ૬
પસુ રસ્તો તેવે મળ્યો, આગળ ચાલતાં રસ્તો જડયો;
ચાલ્યો વિપ્ર વાટોવાટ, જઇ પોહોંચ્યો ગંગાને ઘાટ. ૭
ત્રુણથી કીધું ગંગ સ્નાન, પાઠ કરી પિધું જળ પાન;
પછી પોતે કરયો વિચાર, કેમ મળસે કામની આ વાર. ૮
કાસી નગ્રમાં બ્રાહ્મણ ઘણા, મુગતીપુરીની શી કહું મણા;
એના સીમાડામાં જે મરે, તેતો નિશ્ચે સ્વરગે સંચરે. ૯

દોહરો.

વિપ્ર વિચાર કરે ઘણો, કેમ મળસે હવે નાર;
ઠામ ઠેકાણું તેહનું, શી રીતે ગળસે ભાળ. ૧

ચોપાઇ.

નથી બતાવ્યું માત પીતાનું નામ, એકલું બતાવ્યું છે ગામ;
માટે કરૂ કવણ ઉપાય, જે નિજ નારી ભેઠા થાય. ૧
એને મુએ વરસ થયાં અગીયાર, અગીયાર વરસની હસે તે નાર;
પણ લક્ષ ધરછે દ્વિજનાં સાર, અગીઆર વરષની કન્યા હજાર
અતિ વિચારમાં વિપ્ર પડયો, નારી મળવાનો ભેદ ન જડયો
કોને પુછે તું છે મુજ નાર, કુને કહે તું સાસુ સાર. ૩
કુને કહે તું સસરો સહી, કુને કહે સાળો છે અહીં;
ચીંતા કરતાં રજની ગઇ, પ્રાત સમે એક સુધી પાઇ. ૪
મન તણો તજી ઉચાટ, ગયો વિપ્ર ગંગાને ઘાટ;
ઊદક ભરવા નારી જ્યાંહ, જુવતી જુથ મળે એ ત્યાંહ. ૫

કરી અસ્નાન પુજા પાઠ, પોત બેઠો પનઘટ ઘાટ;
વ્રંદ આવેછે વનીતા તણુ, નિરખી વાડવ હરખ્યો ઘણુ. ૬
કઇક આવે છે અસ્નાન કાજ, પછી પુજવા શ્રી શીવરાજ;
કાશી વિશ્વનાથ છે જેહ, આપે ભગતી મુકતી એહ. ૭
કઇક નારી પાસે છે પાઠ, આવે સંધ્યા કરવા માટ;
કઇક પુજાપો વિધ વિધ પેર, પુજવા ગંગા કેરી સેર. ૮
કઇક આવેછે જળ કારણુ, બેઠો વિપ્ર જે બારણે;
દેસ વિદેસી જાતા માટ, ઘણા આવે છે ગંગા ઘાટ. ૯
ધન અવતાર તેનું શરીર, જે જન નાહ્યો ગંગા નીર;
સફળ કિધો તેણે સંસાર, ગંગોદકનો કીધો આહાર. ૧૦
કાશી વિશ્વનું દરસન થયું, પાતિક પાંચ જન્મનું ગયું;
આવે જુથ જુવંતી જાહરે, રૂષિ રીઝે છે તાહરે. ૧૧

છપો.

ન નાયો ગંગા નીર, ધીર તેને ન ધારો;
ન નાયો ગંગા નીર, તે કેમ તરસે આહારો;
શોભાવ્યું તેણે સુખ, મુખ માહાદેવનું ન જોયું;
જાયો જે જનની કુખ, આયુસ તે એળે ખોયું;
તીરથ જાત્રા કરી નહી, નહી કથાધન કાંઇએ થપો;
જે ભાઇ જર જાસે સહી, જેમ રાય નંદનો જર ગયો. ૧

દોહરા.

મનુષાદેહ મુંઘો ઘણો, ચેતજો ચતુરસુજાણ;
તીરથ કરી તમે હરી ભજો, જન્મ ધર્યો પ્રમાણ. ૧
લક્ષમી તો તેની ખરી, જેણે ખરચી હાથ;

મુઆ પછી કો કો તણી, દ્રવ્ય ગયો છે સાથ. ૨
સમરથ તેને જાણવો, જે કાપે પર દુખ;
કરે કાશીના યાત્રા, એ પામે સ્વરગનું સુખ. ૩

ચોપાઈ.

પુરવ તણુ છે જેનું પુન્ય, નથી તેને કશીએ નુન્ય;
આ અવતારે થાસે સોઇ, આગળ પામસે કરસો કોઈ. ૧
અનેક જાત્રાળુ નાહાવા કાજ, આવેછે જ્યાં બેઠા મહારાજ;
કાશી નગરની નારી જે જેહ, જળ કારણ આવે છે તેહ. ૨
ત્યારે સેવનાથે કરયો વિચાર. ચીત્રવતી મળવાને સાર;
જુથ જુવંતિ તણું જોઈ, દ્વિજ ઉચાર કરે છે સોઈ. ૩
ચીત્રવતીએ મરતાં જેહ, સ્લોક લખી ચોડયોતો તેહ;
તે અડધો સ્લોક વદે, સઉ નારી સાંભળે રહે. ૪

## श्लोक

**द्विजयचपत्नि:चित्रवतीम:॥मृतंगतासात्रमकौतकेन॥**

ચોપાઈ.

એ અડધો સલોક કહે, નારી સઉ સાંભળવા રહે;
સમજુ તેતો જાણે સાર, આ વિપ્રની મુઈ છે નાર. ૧
નથી જાણપણુ આણી સોઈ, તેવી ચ્યાર કરેછે કોઈ;
બ્રાહ્મણ બેઠો વેદ ભણે, તેથી થયું દરસન આપણે. ૨
મુરખ નારી અવળુ લહે, બ્રાહ્મણ આપણને ગાળ દહે;
ભણેલી તેતો સમજી જાય, મુરખ સામી વઢવા ધાય. ૩

બીજુ જુથ આવે જાહરે, અડધો શ્લોક બોલે તાહરે;
નારી સહુ સાંભળવા રહે, મુરખી તેતો ગાળો દેહ. ૪
આઇના સમ સત્યપર સાચુ માન, પીટયો તને કરે છે સાન;
નાપણુ ફુલાળાં મુજ સામાં સહી, વારે રહ્યાને નીકર મારૂં અહી.
સમજુ તેતો તેમ ના ગણે, બ્રાહ્મણ બેઠા વેદ ભણે;
વળી બીજુ ટોળુ નાર, જળ કારણ આવે જે વાર. ૬
ફરી અડધો શ્લોક કહે, નારી સહુ સાંભળવા રહે;
થયું કઉતક અબળાને મન, આણંદ અતી વાધ્યો તે દન.

## શ્લોક

**द्विजंचपत्निचीत्रवतीय॥ मतंगतास त्रपकजतकेन ॥**

દોહરા.

સુણતાં સૌકો હસી પડે, નાના મોટી નાર;
પાવ ક્રોધે કઇ મારવા, એ કઉતક અપરમ પાર. ૧
શાણી ચતુર જે સુંદરી, ત સમજાવે સોઇ;
એતો એના વેદ ભણે, કરો નહી ક્ષેદ કોઇ. ૨
ત્યારે બોલે છે મુરખી, તમને ગમે એ ભાવ;
અમારે એ જોઇએ નહી, નિસ્ચે બીજો નાવ. ૩

## શ્લોક

**पक्षिणंकाएश्चांडाला:पसुनांचैवकुकटः ॥**
**मुनीनांक्रोधनंश्चांडाळ:सर्वचांडालानिंदकः ॥१॥**

ટીકા—પક્ષીમાં કાગડો ચંડાળ છે અને પસુમાં કુ
કડો કવિઓમાં ક્રોધવાની હોય તે અને બધાય માણસોમાં
જે માણસ કોઇનો નિંદા કરેછે તેને ચંડાળ જાણવો તે
મ સાસ્ત્ર કહેછે માટે હે બાઇઓ જે ક્રોધને જીતસો અ
ને જેના દારસનથી અઘદુર થાય એવા રૂસીની નિંદા
કરોછો માટે તમો ચંડાળ તુલ્ય દીસોછો એવી રીતે સા
ણી સ્ત્રી સમજુછે તો પેલી મુરખ અસ્ત્રીઓને સમજાવેછે

દોહરા.

ત્યારે સાણી સહુ કહે, કાં કરો કુડો રોશ;
જે વીપ્રે વચો હશે, તતો અમને દોસ. ૧
તારી ગાળો સીર અમ તણા, જે વીપ્રે કર્યો ઉચાર;
ફટ ભુંડી ફટ પાપણી, એ શું બોલો છો સસાર. ૨

ચોપાઇ

ઓલ્યુ બીજી, આવે ફરી, વળી સલોક વદે ચીત ધેરી;
નારી સાંભળી સઉ નીંદા કરે, હાથ કરીને કુંભજ ભરે. ૧

# શ્લોક

**द्वीजंश्वःपत्निंचित्रःवार्तीश्वःम्रतांगतास्यात्रपकौतकेन ॥**

ચોપાઇ

સાંભળી સ્લોક સા હસ્તો જાય, નારીચે મન હરખ ન માય;
ચાલી નગર બધામાં વાત, જોવા આવે જુવંતી જાત. ૧
જ્યાં જ્યાં નિર ભરતી હતી જેહ, સામા સરવે આવી
ત્યાં તેહ;

જુદે જુદ જુવતી તણાં, કરે કઉતક કાસીમાં ઘણાં. ૨
કૈક તો સાંભળીને જાય, કેક ગાળો દે મારવા ધાય;
તે સેવનાથ નથી ધરતો તે દંન, નારી મળવાનું જેને મન.૩
જો કાંઈ સુધારવુ હોય કામ, રાખવી નહી રીસ તેણે ઠામ;
જરણા થકી સહુ સારૂ થસે, જે ભાઈ દુખ શેવનાથ નું જસે. ૪
ભાવ છતાં વારો રાખેછે જે નાર, તેની નીંદા કરે તે વાર;
બઈ એને પુરૂસ બીજાનું મન, અમને ન ગમે એ વચન.૫

## શ્લોક

जल्पंतिसाधर्मन्येननपश्यंत्यन्यंसविभ्रमा: ॥
हृदयेचिंतयंत्यन्यंनारिणामेकतोरतिः ॥१॥

ટીકા—સ્ત્રીઓની પ્રીતી એક ઠેકાણે રેહેતી નથી જે કે એક પુરૂષની જોડે વાત કરતી હોય ને હાવ ભાવ દેખાડતી હોય તેવામાં બીજો કોઈ પુરૂસ તેની દ્રષ્ટીએ પડયો તો તેને વીલાસ યુગતીએ ચીતવેછે તેમ આ કાસી નગરની સ્ત્રીઓ પોતાના મન વીસે એવુ ચીતવે છે કે આ બ્રાહ્મણ બેઠાછે તેની સાથે આપડુ લગન થયુ હોત તો સારૂં મનમાં એમછે ને મુખે કઠોર વચન કહેછે.

## શ્લોક

योमोहन्मन्यतेमुढोरक्तेयंममयिकामिनीः ॥
सतस्यावशगोभूत्वानित्येक्रीडाशकुंतवत् ॥१॥

ટીકા—જે મુરખ પુરૂષ હોયછે તે એમ ધારેછે કે આ સ્ત્રી તો મારીજ સાથે સ્નેહ રાખે છે તેવુ માની તેને વસ થઇ જાયછે અને તે સ્ત્રી જેમ પસ નાચે તેમ તે પુરૂષને નચાવે છે તો પણ તે નાચે છે હવે સ્ત્રીયોનાં પ્રાક્રમની વાત સાસ્ત્ર જાણેછે પેલી કાસી નગરની સ્ત્રીયો કેક સેવનાથની નીંદા ઉચરી હસી એક બીજીની સાથે તાળીઓ લઇ બીજા જાત્રાળુ પુરૂસો આવ્યા હોયછે તેમના સામુ વાંકી આંખે જોઇ પોતાનું રૂપ તથા ગુણ બતાવેછે અને જે નીંદા નથી કરતી જે સાણી સ્ત્રીછે તે પણ મનના વીસે એવુ ધારેછે કે આ બ્રાહ્મણ જેવો શાણો આપડે પુરૂસ હોયતો સારૂ હવે જુવો કે સ્ત્રિયોનું પ્રમાણછે વળી રામ કથામાં કહ્યુછે કે સ્ત્રિનો સભાવ એવોછે કે પોતાનો પતીછે તેમ પોતાના પીતાને તથા ભાઇને તથા પુત્રને પણ રૂપાળો જોવે તો કુદ્રષ્ટિયે વીલોકેછે માટે કોઇ પુરૂષે સ્ત્રિનો વિશ્વાસ રાખવો નહી.

ચોપાઇ.

આ અવતાર નહી આવે ફરી,કેમ ઇછીએ પર નરને વળી;
શાણપણ દેખાડવા સાર, મુરખ નારીયો કરે ઉચાટ. ૧
મન મધ્યે લાગ્યો છે રંગ, જાણે કરીયે એનો સંગ;
અરે ઓરછુ પુન અવતાર, આ વેસે ન મળ્યો ભરથાર. ૨
બ્રાહ્મણ રૂપ નીરખી તે દન, મોહ્યું કંઇક માનુનીનું મન;
કઇક સમરે કરતાર, આપજે તું એવો ભરથાર. ૩
મનમાં એમ મુખ નીંદા કરે, સાણી એક આપે ઉચરે;

ગરીબ બ્રાહ્મણ પાઠજ કરે, દુષ્ટ નારી તેને દોશ ધરે. ૪
ભણેલી શાસ્ત્ર જે નાર, તે કરે છે કુવો ઉચાર;
આ વીપ્ર તણી જે નાર; મ્રત્યુ પામી છે નીરધાર. ૫

## શ્લોક

विद्यामित्रप्रवासेषुभार्यामित्रंगृहेषुच ॥
व्याधितस्यौषधंमित्रंधर्मोमित्रंमृतस्यच ॥१॥

ટિકા—પ્રવાસે એટલે પરદેસમાં વિદ્યા મિત્ર છે, ઘરમાં સ્ત્રી મિત્ર છે, રોગ મુકવા ઓષધ મિત્ર છે, ને મરતાં ધરમ મિત્ર છે, તો હે ભાઈઓ એ બ્રાહ્મણની સ્ત્રિ મરી ગએલી છે માટે તેને સાંભરે છે તેમાં તમારે શું છે તે મારવા ધાવો છે.

દોહરા.

તેનું કહ્યું કો નવ ધરે, વદે મન ગમતી વાણ;
હસીને લે સહુ તાળીા, નારી તે નીરવાણ ૧
એમ દીવસ તે વહી ગયા, ગંગા કાંઠે બાર;
ચિત્રવતી તે મળી નહી, કરે શો વિચાર. ૨
પસ્તાવો પુરણ કરયો, જાણું જાઉં વન;
કરૂં ભગિત કરતારની, પાડું મારૂં તન. ૩
નારી હવે મળવા તણી, ફોકટ આશા આ વાર;
મુજ જીવાડણ કારણે, એને લખો શ્લોક સાર. ૪

સોરઠા.

અરે અભાગી જીવ, મૂરખ મોહો શું માનનીમાં;

સમરયા નહીં કાં શીવ, જાસે જવાની તો જોતામાં. ૧
અંતકાળે એક રામ, સગો છે વિશ્વ સરવેનો;
માટે મુકી આ ઠામ, જાવું વન જરૂર તે. ૨
વળી કરે છે વિચ્યાર, મુજ કારણ તે માનુની;
એણે ખોશે અવતાર, વરે નહીં વર બીજાને. ૩

# શ્લોક.

हतंज्ञानंक्रियाहीनंहतंचाज्ञानतोनरः ॥
हतंनिर्नायकंसैन्यंस्त्रीयोष्टाद्भर्तृकाः ॥१॥

ટીકા—જ્ઞાની પુરૂષ કોને કહેવો, જે ખટ કરમ કરી સ્વધરમ ચાલે, તેમ સેવનાથે જાણ્યું કે હું વિદ્યાવાન શાનો. આવી સંસારની મોહ જાળમાં પડયો, માટે હવે વન જઇને તપ કરૂં, હવે સ્ત્રી મળે તેવી આશા જણાતી નથી.

દોહરો.

એમ ઉચ્યાર કરતાં તે, વિતી ગયા ચઉદ દિન;
વળી જુવંતી જુથ જોઇને, કરયો ઉચ્યાર એ દન. ૧

# શ્લોક

द्वीजंश्वपत्निन्नपःकौतकेन ॥ म्रतंगतासान्नपःकौतकेनः॥

ચોપાઇ.

એક મળી નઠારી નાર, ગાળો આપી વિપ્રને પાર;
વળી મારવા કારણ એહ, ધસી ધસાને ધાઇ તેહ. ૧

તારે વારે બીજી નાર, કાંઇક તો મન આણો વિચાર;
શું સમજ્યાં કહોજી તમો, આવું કંપણ ન કરીએ અમો.
રાંક ઉપર શી કરવી રાડ, અવર પુરૂષ ભોગવો છો પાર;
તેથી લાજ ન પામ્યાં તમો, કહેવરાવો તે કહીએ અમો. ૩
આતો કરે છે વેદ ઉચાર, વળી સમરણ શ્રી ગોપાળ;
હરી સમરે તેતો પનઘાટ, આવિને બેસે સ્વા માટ. ૪
આતો કોઇક સ્વારથા જોઇ, ત વીના બેસે નઇ કોઇ;
જેને વાલા જુગજીવન, તેતા વસે જઇને વન. ૫

દોહરો.

સેવનાથે જાણીયું, નિશ્ચે જાવું વન;
સમરૂ જઇ શ્રી નાથને, તેને થયો પનરમો દન. ૧

ચોપાઇ.

પ્રાતુસકાળ પનરરમે દન, રૂષિયે જાણ્યું જાવું વન;
પાઠ પુજા કરી લીધ, ચાલવા વન વિચ્યાર કીધ. ૧
એ વારતા તો એટલે રહી, ચિત્રવતી જનમી છે સહી;
દતવીત છે બ્રાહ્મણનું નામ, ત વસે છે કાસી ગામ. ૨
ઘરમાં લક્ષમી તને ઘણી, આપે માધ કાશીનો ધણી;
પુત્રી એકજ સતી સાર, તેને વરષ થયાં છે અગીયાર. ૩
તેનાં માવીતર જોવે છે વાટ, હજુ દ્વીજ નાવ્યો શા માટ;
માત પીતાને ચિંન્તા થઇ, પુત્રી પાણી ભરવા ગઇ. ૪
એક કળસ સુવરણનો સોઇ, એક રૂપા તણો મન મોઇ
નીરા કંજર પહેરૂં છે ચીર, સતી સંચરી ભ રવાનીર. ૫.

દોહરા.

રૂપે રંભા સરીખડી, કામની આટીધા કામ;
નેના મરઘ સરીખડાં; ચંદ્રવદની શુભ ધામ. ૧
કટી જોતાં કેસરી, પોયણ પાત્ર શું પેટ;
જંઘા જાણે રકંધળી, નાસીકા સુક નેઠ. ૨
અધુર જાણે પરવાલ છે, કેસ વાસુકી જોઈ;
દંત જાણે દાઢમ કળી, રૂપે મુની મન મોહી. ૩
આભુષણ અંગે ઘણાં, રમઝમ કરતી બાળ;
વિપ્ર વન જાવા કરે, ત્યાં આવી તતકાળ. ૪

ચોપાઈ.

પોથી બાંધી ઉઠે જેટલે, ચીત્રવતી આવી તેટલે;
શીવનાથે નીરખી નાર, આવ્યો નિજ અબળા અણુસાર. ૧
નજરે નજર ગળી જાહરે, પ્રેમ અન્યો અન્ય થયો તાહરે;
પતી ઓળખ્યો પોતા તણો, વાધ્યો વાલ વીનતાને ઘણો. ૨
નજરે નજર ન મુકે કોઈ, જેમ ચકોર ચંદ્રને જોઈ;
તવ પંડીત તે કરતો મન, વિચાર કરવા લાગ્યો તે દંન. ૩
નિશ્ચે આ નારી માહરી, ઓળખી અણુસારે તે ખરી;
એમ જાણ્યું જે કરૂં ઉચાર, ડર ઘણો જે દેસે ગાળ ૪
અરે જીવ આ સો જંજાળ, શમરૂ વન જઈ સરજણહાર;
પ્રેમદા એનુ સુખ પામુ સોઈ, તો તે થતી મરત નહી કોઈ. ૫
બીયએ મારૂ ગુંસાઈ મયુ, કર્મે કરયુ તે આગળ પયુ;
માટે જીવવુ મલ જંજાળ, આ સંસારછે આળ પંપાળ, ૬
વળી આ સામું જોઈ, મન વીપ્રનુ રહ્યું છે મોઈ;

ઉચારૂ સલોક એકજ વાર, પછી પરવરૂ વન મોઝાર. ૭
ભાગ્યે લખ્યુત ભાવે થસે, કાં કોપે દાં દુખજ જસે;
વિધ વિધ પ્રકારે કરી વિચાર, અડધો સ્લોક કરયો ઉચાર. ૮

# श्लोक

**त्रीजंश्वपत्निचित्रःवातिःश्वमृतांगताश्वाःत्वपकुतकेनः ॥**

ચોપાઈ

સાંભળી વાણી સ્વામી તણી, પ્રેમદા પ્રિતિ વાધી ઘણી;
આવી એની પાસે ધાઈ, અથા ઈતી પુછેછે થાઈ ૧

સોરઠો.

નથી શરીરની સુધ્ય, સંભારતા દુખ સ્વામીનું;
બાળી બાળા બુધ્ય, પુછવા લાગીતે પંથીને. ૧
નર નારીને નીર, નયણ મધ્યે માતુ નથી;
કારણ રહે કેમ ધીર, દેહ તજયોતો માહા દુખથી. ૨
મ્રતુ સજીવન થાય, તેમ તે હરખ ઊઠને ધયો;
જેમ દાળીદ્ર જાય, ભંટ ગળે ભંડારીને;

# श्लोक

**सुद्धंजूमिगतांतोयं सुद्धानारीपातिव्रता ॥**

**सुचिःक्षेमकरोराजा संतोषीब्राह्मणःसुचिः ॥१॥**

ટીકા—નવો કુવો ગાળેને પાણી આવે તે અને પ્ર
તી વતા સ્ત્રી ને રૈયતનું રૂડું કરનારો રાજા ને સંતોષ

વાળો બ્રાહ્મણ એ મારે જણ પવીત્રછે તેમ સાક્ષકહેછે-
વા પણ આ કાસી નગરની ઓયો ચિત્રવતીની નિંદા ઉ
ચારે છે.

# શ્લોક

**असंतुष्टाद्विजानष्टा: संतुष्टाश्चमहीपाति: ॥**

**सलज्जागणीकानष्टा निर्लज्जाचकुलांगना: ॥१॥**

અર્થ—ગમે તેટલો પૈસો મળે, તોય પણ સંતોષ નથી રા ખતો એવો, બ્રાહ્મણને થોડોકજ દ્રવ હોય નેસંતોસ રાખ તેવો રાજા, ને લાજમાં રેહે તેવી ગણકા, ને નીરલજ કુળવાન સ્ત્રી એ ચારે જણાની આબરૂ જલદીથી નાસ પામે છે તેમ આ કાશીપુરીની સ્ત્રી આ ચીત્રવતીને જોઇને, પરસપર મુંઢાં મરડતી જાયછે ને નંદા ઉચરે છે, અરે બાઇ જે કુળવાન સ્ત્રી હોય તેણે આમ નિરલજ કેમ થવાય, આ જુવોને કતવીતની દિકરી આ કોઇક ઠગોડની જોડે આટલી બધી એ બાઇડીઓ છતાં કેવી વાતો કરે છે અને વળી એનુ ગામ ઠામ પુછે છે ને પોતે પણ રોતી જાયછે શું, બ્રાહ્મણને એને વરવો નં હોયને જાણે પોતાનો પતી હોયતો તેવો ભાવ બતાવે છે. અરે બાઇ એના બાપને પણ ખબર નહી હોયતો તે હજુ સુધી કુંવારી રાખીછે તે શીવાય જેમ ડાહી સાસરે જાય ને ગાંડી શીખામણ આપે તેમ કરેછે તો પણ તેમનું બોલવું હૈયે ના ધરતાં ચિત્રવતી પોતાના પતીનું સુખ દુખ પુછે છે

દોહરો.

હરખે આપ્યું અતી ઘણું, પુછવા લાગી ગામ ઠામ;
કેવી નાતે કહો વિપ્ર તમો, કહો કયુ તમારૂ નામ. ૧

ચોપાઈ

પંડીત પ્રેમદા વદેછે વાત, સાંભળે તે સામા સૌ સાથ;
અરે બાઈ આવ્યો કળજુગ અપાર, નિર્ખો ચરીત્ર નાની બાળ ૧
આ બ્રાહ્મણ કોઈ ધુતા હોય, કહો તે સુન બોલે કોઈ;
તે સંગાથે કરે તે વાત, કેવાં તેનાં કહો માત તાત. ૨
કો તણી આ છે પુત્રી, કવણ ગામને કોને વરી;
તેને પાડોસણ તે તણી, બોલી બારક બોલે ઘણી. ૩
અમારા પાડામાં એહ, તેનો પીતા વસે છે તેહ;
ઉદીચ સહસ્ત્ર છે એ નાત, એ બાઈછે કુંવારી જાત. ૪
સતી નામ બાઈ તે તણું, આવું કરે કરમ એ ઘણું;
એમ કહી એ મરડે મુખ, ધન્યછે એની માની કુખ. ૫
તારસે કુળ એ પીતા તણું, પાળસે વ્રત આ પતી તણું;
કાંતો રેહસે એ રૂષિને મોઈ, વરસે વર મન ગમતો જોઈ. ૬
અરે બાઈ ઉમર આવડી, કેમ કુંવારી રહે લાડકી;
વીસ વરસની કરતાં આજ, પીઢે નવી પીતાને લાજ. ૭
કન્યા દાનનું પુન્ય છે એહ, તેર વરશથી પેહેલા તેહ;
કરે ડાપણ બીજાનું એહ, કેમ રાખે કુંવારી તેહ. ૮
અનેક પ્રકારે ચેષ્ટા કરી, લેઈ તાળી હશી સુંદરી;
સામા અન્યો અન્ય કરે ઉચાર, આતો વરસે આ ભરથાર. ૯
રૂપનાથે હકીકત જેહ, વિપ્રનારીને કહી છે તેહ;

સતી કહે સત કહુ વચન, વદો વેદ વાણી આ દંન. ૧૦
કેવો શ્લોક કાપ્યો તમો, તે સાંભળવા આતુર અમો;
તારે વાડવ વદે છે વાણ, નારી સૌ સાંભળે નિરવાણ. ૧૧

# શ્લોક

દુરીજંચપલિઃચિન્નવતિચ॥ન્નતંગતાસાનૃપચ્કૌતકેન॥

ત્યારે બોલી

# શ્લોક

ગંગંબાસાપૂનરુપીજનગંમજીવનરોનિજપૂન્યેચપસસી॥

દોહરો

અડધો સલોક આણીયો, કાપો પુરો સાર;
અન્યો અન્ય એહ ઓળખ્યાં, વરત્યો જે જે કાર. ૧
ગામ કેરી જે ગોરડી, તને કૌતક હોય;
સતી તણું જે સત્ય છે, તે નથી જાણતી કોઇ. ૨

ચોપાઇ

અરસ પરસ ઓળખીયાં બે, ભાગ્યો મન તણો સંદેહ;
હેતે આંસુ ધારા થઇ, કામની કર જોડીને રહી. ૧
અરે સ્વામી તમોને અસાર, આપ્યું મેતો દુખ અપાર;
કપ કહે તું સુણ કામની, ભુતળ નહી તુજ સમો ભામની. ૨
તારયું કુળ તુજ પીતા તણું, વળી ઉધારયું અમતણું;
સફળ થયો મારો અવતાર, તુજ સરીખી કયાંથી હોય નાર. ૩
ધણી સુખ દુખની કીધી વાત, તેડયો શ્વામી પોતે સાથ;
કુંભ ગંગોદકનો ભરી, શ્વામી સહીત ચાલી સુંદરી. ૪

મુરખ નારીયો ચેષ્ટા કરે, આતો સતી મનમાં ના ધરે; ૪
સીઘ્ર પહોંત્યાં પીતાને આવાસ, પહોંચી માત પીતાને આસ. ૫
પુછયો સઘળી વાતોનો પાર, નર નારીને હરખ અપાર;
નામ ઠામને જાતને નાત, ઉદીમ સહુશ્ર વડેરી વાત. ૬
શુભ મુરત જોઇ લગન કરયું, શશુ સંબંધી સર્વનું તરયું
કહ્યું કાસી રાજાને જાણ, સતી તણું જો સત પરમાણ. ૭
નીરખ્યો રાયે પંડીત જાહરે, સંદેહ સરવ ગયો તાહરે;
વારમ વાર સ્તુતીને તેહ, દરશન કાજ બોલાવે એહ. ૮
કાસીરાયને ઉછંગ અતી મન, આપીશું અમો કન્યા દાન;
સતવિતને કેવડાવી વાત, કન્યા દાન આપું અગ હાથ. ૯
વિપ્ર વદે તે સાંભળો રાય, મારે એકજ એ છે કન્યાય;
માટે અમો આપીસું દાન, તે જાણજો તમારૂં પુન્ય. ૧૦

દોહરો.

રાય કહે રૂષિ સુણો, એ પુત્રી અમારી હોય;
કન્યા દાન કરૂં અમો, નાકાર ન કરશો કોઇ. ૧
પંડીત બીજા કાસી તણા, તેણે સમજાવ્યો તેહ;
ઉમંગ અતી એ રાયને, એથી કરવા દો એહ. ૨
કન્યા દાન સમ પુન્ય કોય, શોધે નહી તે સમ તુલ્ય;
સેંજેથી સરગનું સુખ તે, ભજે પ્રાણી મોહ મુલ્ય. ૩
નગર લોક સૌ નુતરી, રીઝે જમાડયું રાય;
કન્યાદાન કર્યું કોડથી, આનંદ અંગન માય. ૪
આભુક્ષણ અતી ઘણાં, વર કન્યાને એહ;
રાયે આપ્યાં રીઝથી. તે કન્યા દાનમાં તેહ. ૫
હસ્તી દાન હુસે ઘણે, ગઉદાન હય નીધ;

સામી દાન ભાવે ઘણું, સોવ્રણ દાન તે લીધ. ૬
પરણી ઉઠયાં પ્રેમસું, જુગતે જમ્યાં કંસાર;
વર કન્યા આદી વીરવા તે, કરે સૌ જેજે કાર. ૭
પુત્રી દાનના પુન્યની, કીરતી કરે ગામ ગામ;
ધારા નગરનો પ્રધાન તે, સાંભળી વાત તે ઠામ. ૮
ચતુર તે તો ચેતીયો, હુંશે ચિત્રવતી હોય;
સતી સતી કરે સહુ, સોધ કરશું જઇ સોધ. ૯
ભોજરાજ બહુ દુખ ધરી, એ નથી જમતા અંન;
એ વરસ અગીઆરથી, રાય ઝુરે રાત દીન. ૧૦
રાય ન ભોગવે રાણીયું, રીઝીન કરે રાજ્ય;
ઇશ્વર આજ ત્રુઠયા મુને, સીધ્યાં સઘળાં કાજ. ૧૧

ચોપાઇ

એક દીવસ એનો પ્રધાન, ગયો રાય પાસે સુણી જંન;
રાજાજી ન રાખસો સોક, અન જમો એવું કહે છે લોક. ૧
ધારા પતિ ધરો બહુ દુખ, એથી અમાને પણ નહી સુખ;
ભાવે ભોજન કરોજી તમો, અરજ કરવા આવ્યા છુ અમો. ૨
પતી કહે સાંભળ પરધાન, અમો જે દી જમીશું અન;
જેવું ચીત્રવતી જાહરે, અમ આહાર કરૂ તાહરે. ૩
તે સતી પંડીત નીરખ્યા વીના આપ, ભોજન જમુ તો બ્રમ હત્યા પાપ;
તે મળે સતી કે પાડું તન, ઇશ્વર આપ્ય એ સત વચન. ૪

દોહરા.

ત પતિ પ્રતા મળ્યા વિન, કહો જમવાને કેવાણુ;
સત બ્રહ્મ હત્યા સામટી મુને, અને ઇશ્વર કેરી આણ. ૧

પધારો ઘેર પ્રધાન તણા, વડો ન કરશો વાત; ૦
એ ટેક અમો તજુ નહી, સત્ય કહું સાક્ષાત. ૨

ચોપાઈ

પ્રધાન ઘેર પોતાને ગયો, રાયરૂમરપણી લેઈને રહયો;
અરે આ જગતના બાપ, સ્યા પુન્યે આ છુટુ પાપ. ૧
બેઠો બ્રાહ્મણ ભામની થાય, ચીંતા ચીત તણી સૌ જાય;
રજની ગઇ છે ઘટી ચાર, એ પ્રધાન થયો અશ્વાર. ૨
આપે એકલો ચાલ્યો વાટ, ગુણવંત પોહોચ્યો ગંગાને ઘાટ;
નથી કોઈ સેવક તે સાથ, કિધી નથી તે કોને વાત. ૩
એકા એકી આવ્યો જયાં, કાશીપુરી વાણારશી તહાં;
પુછયો સઘળી વાતનો પાર, પોતે પ્રધાન જઈને દરબાર. ૪
વિતક તણી હતી જે વાત, તે માંડી કોધી તે સાથ;
સુણતાં કાશી કુરે ધીસ, તડી તે સતી તણુ દીસ. ૫
વાત સાચી જાણી તે તણી, હરખ્યો તે ધારાનો ધણી;
અહો ભામ ભાગ્ય અપાર, જુગતે જોગ મળ્યો આ ઠાર. ૬
કાશી રાયને કોડ પ્રકાર, હઈયે હરખ અપરમપાર;
સભાસદો સરવેને સાર, હતવિત આદી આનંદ અપાર. ૭
નરનારી નગ્રની સહુ, પ્રધાન પ્રતે પુછાવે બહુ;
જાણી પુરવ તણા અવતાર, નમે સતીને ચરણ નરનાર. ૮
પરથમ નીંદતી હતી જે નાર, વિધવિધ પેરે તે કરે વિચાર;
અરે બાઈ આપણે કૂડું કીધ, સતી તણે સીર દોસજ દીધ.
ધારા નગરનો જાણી પ્રધાન, હતવિતે આપ્યું બહુ માન;
સેવનાથ નીત કરી આવીયા, પ્રધાન તણે તે મન ભાવીયા. ૧૦
અરસ પરસ ઓળખ્યા એહ, નયણે નેહ અસાડો મેહ;

અતી સ્તુતી પંડિતની કરી, કહે વજીર મુંજ ગુણ્યા હરી.૧૧
ઇસે તમોને આપ્યું સુખ, હવે ભુદેવ હરો એમ દુખ;
ભોજ ગયા ધારાથી જે દન,ત્યારથી તે રાય નથી જમતાં અન.
માટે મેહેર કરી દુખ હરો, ઓશીગલ અમોને કરો;
સાંભળતાં તે સઉ ભોજનું દુખ, કરમાઇ ગયું રૂષિનું મુખ.
તેડી સતીને સાથે તે વાર, શીઘ્ર થયા સેવનાથ તઇયાર;
કાશી નગરમાં કિર્તી ઘણું, વળાવાને આવ્યા સહુ. ૧૪

દોહરો.

માત પીતાને મળી કરી, ચાલ્યાં એ નર નાર;
વખાણ વિપ્ર કરે ઘણું,ધન્ય એ અબળા અવતાર. ૧
કાશી રાજાએ કઇ કતો, આપ્યા અશ્વ ગજ અપાર;
રથ બેસારી બાળીકા, વળાવી તે વાર. ૨
ફરી ફરી તે ચરણ નમે. રાણીને વળી રાય;
પુર જન સઉ પાયે પડયાં, આણંદ અંગ ન માય. ૩
સેવક સાથે અતી ઘણા, આપી લક્ષમી અપાર;
પ્રધાન મેલ્યો પોંચાડવા, તે ગયો માળવ મોઝાર. ૪
પ્રધાન જે ભોજનો, તે આવ્યો એના પુર માહી;
વધાઇ રાય વિપ્રને કરી, ઉલટ અતીશે ત્યાંય. ૫
ચીત્રવતી જનમી ફરી, વરી તેતો શેવનાથ;
કન્યાદાન કાશી રાયે કરયુ, તે આવે છે સઉ સાથ. ૬
તેડી લાવ્યો હું તેહને, તમ પુન્ય તણો નહી પાર;
અમો સેવક એ તમ તણા, તે સફળ અમો અવતાર.
તમો તે સત મુકયાં નહી, તે તો પુરૂ અમારૂ પુન્ય;
દરસન થયું તે સતી તણું, ન રહી એકે ન્યુન. ૮

વચન સુણતાં વજીરનાં, રીઝે પાયો રાય;
વાહન કાંઈ કરશું નથી, ને દરશન કારણ જાય. ૯
સુદ્ધ નથી શરીરમાં, અધીપતી તજ્યું છે અન્ય;
પાસે અડવાણે આવીયો, સતી સામો તે દન. ૧૦
કર બંધન હાથે કરયું, તરણું લીધું મુખ;
ભાવે ભણીથી ભુપ તે, આપ્યું સતીને સુખ. ૧૧

ચોપાઈ.

સતી પંડિત તે તજીને વાહન, રાયસનમુખ આવ્યા તે દન;
અરે રાય શતવાદી તમો, તમ પુન્યે મળીયાં અમો. ૧
પામી પંડીત સ્વામી એ માહરો, તેતો પુરો પાડ તાહરો;
તારા સતથી રૂડા રાય, પુનહ પતી પામી હું તાંહ. ૨
અન્યો અન્ય ભાવે ભેટીયાં, સહોદર સઉનાં દુખ ગયાં;
બાગીચો જે છે રાજા તણો, કરયો મુકામ ત્યાં પંડીત તણો. ૩
પછી રાય પધારયા પુરમાંહી, સામઈયું સતી સેત્રનાથને તાંય
રાજ રાણીઓ નગરની નાર, તે મંગળ ગાતી આવી તે ઠાર. ૪
કઈક મોતીયે વધાવે સતી, કઈક પુસ્પે વધાવતી હતી.
કઈક કુમકુમ કેસર સાર, કઈક અક્ષત ઉછાળે તે નાર ૫
વાગતે વાજંતર સંચરાં, દરશન કરયાથી હઈડાં ઠરયાં;
આપ્યો રાયે એક મોહોલ વિશાળ, ઓરડો ઊંચો છે જે
આઠ માળ. ૬
વાજતે ગાજતે તે પુરમા ગયા, રાજ મેહેલમાં જઈને રહ્યા
ધરમાદારે ધારાના ધીસ, આપ્યાં ગામ વિપ્રને વીસ. ૭
ભોજે જુગતે જમાડ્યું તે પુર, રાય રાણીનું વાધ્યું નુર;
પંડીત સતી જમાડી જોડ, કરી પુજા મન મોડા મોડ. ૮

કુંમકુંમ કેશર ચંદન જેહ, પુસ્પહાર પેહેરાવ્યા તેહ;
આભુશણ અતી શણગાર, બ્રહ્મ ભોજન આવે તે ઠાર. ૭
પછે અન જમ્યા છે રાય, ઉપર દક્ષણા સવછી ગાય ૧૦
આપ્યાં જાચક જનને ધન, પ્રોઢુ પુન્ય કરયુ તે દન;
રાજ્ય રીત રાયે આદરી, સુખણી સરવ રાણીને કરી, ૧૧

દોહરા.

પંડિત પેઠા પાંચસેં, પડયા સતીને પાય;
સેવનાથ સુજે પધરાવીઆ, કરવા તે કથાય. ૧
વારંવાર તે વીનવો, ક્ષમા કરજો અપરાધ;
અમો અગ્નાની ના ઓળખ્યા, તમો સતી શીરોમણ સાધ. ૨
આસન વ્યાસનું આપીયું, કરે શેવનાથ કથાય;
ભાવ ઘણે ભોજ સાંભળે, પંડીત પંચ સત ત્યાંય. ૩

ચોપાઈ.

કાશી રાયનો પ્રધાન જેહ, એક માસ રાખ્યો છે એહ;
પહેરામણી કરી બહુ પેર, પછી પોતે પહોચ્યો નીજ ઘેર;
ભુજે કથા તે સાંભળી કાન, અતુલ્ય પુન્ય દેય કન્યાદાન;
કાશીરાયના કુંવર સાથ, પુત્રી પરણાવો નિજ ભોજનાથ.૨

દોહરો.

કરોડ દાન બીજાં કરે, પણ નહી કન્યા સમતુલ;
સ્વરગ તણુ સુખ સેહેજમા, પામે પ્રાણી મહા સુખ. ૧
કન્યા વિપ્રોની કઇકતે, દીધાં રાયે દાન;
ધન્ય ધન્ય ધારાપતી, વિશ્વકરે વખાન. ૨
ઉપવિત આપ્યાં અતી ઘણાં, બ્રાહ્મણ કેરા બાળ;
શાળાઓ કરાવી શાસ્ત્રની, એ ધારા નગ્ર મોઝાર. ૩

ઉદ્દાદક પરભા અતી, સદાવ્રત શુભ પેર;
દુખ હરયા ઘણાં દીનનાં, કીધી લીલા લેહેર. ૪
ભાગી ભાવઠ ભીક્ષુકની, પંડીત પુરયા કોડ;
કાઢયુ દરીદ્ર કવીઓ તણુ, મહીપત માડામોડ. ૫
નવખંડે ચાલી નામના, ધન ધારા પતિ ધીર;
કિર્તિ કવી કરે ઘણી, વડહથ ભોજ ભડવીર. ૬
ધન્ય તારા ધન્યને, બહુ ગુણ તારી બુધ,
સુભ કથા તણી સાંભળી, સઘળી વાતની સુદ્ધ. ૬
ભોજ સરીખો ભોમી વીસે, એ દીઠા થોડા દાતાર;
ચરાચરા જેને ચીતવે, ભુપત ભોજ્ય અતી સાર. ૭
ભોજ્ય સરીખો ભુપતી, આ જુગમાં એ કોય;
કાને કો નથી સાંભળ્યો, શાસ્ત્રજ શાખી હોય. ૮

## श्लोक

भेरशब्दोयाजन्मानाम् मेघशब्दोद्वादसाम ॥
दातारोदानशब्दस्य त्रिलोकेश्वचराचरम् ॥२॥

ચોપાઈ.

ભેર શબ્દ એક જોજન સાર, મેઘ શબ્દ તે જોજન બાર;
દાતાર કેરૂ દાન અપાર, ચર અચર સાંભળે છે સાર. ૧

દોહરો.

અસો ભોજ્ય ધારા ધણી, જાચક આપ્યુ જર;
તેહ તણી સમ તુલ્ય તે, મહંત મહા રતનાગર. ૧
ગ્રામ વણોદમાં ગુણ નીધી, વસે વડહથ વીર;
ભુપત દાને ભોજ્ય સમો, ગરવો રતનેસ ગંભીર. ૨

દેવતાઈ અંસ દાતા વડો, રતનાગર સુભ રૂપ;
વિવેકી વિક્રમ સમો, કિર્તિ કોટી ભોજ્ય ભુપ, ૩
સોવરણ દાને સોભતો, કહીએ કોટી કરણ;
સતવાદી તે ધરમ સમો, ધન્ય જન્મ્યો તે ધરણ. ૪
કન્યાદાન કોડે કરયાં, તનીયા વિપ્રની તરણ;
વાવરયું વીત વિવેકથી, ચરણોદક વોઈ ચરણ. ૫
ભાગી ભુખ ભીક્ષુકની, દીધાં જાચકને દાન;
ભાટ ચારણને ભાવે ઘણે, માહોજય આપતા મહંત. ૬
કઈક દાનો કથા તણાં, આપ્યાં વિપ્રો અપાર;
વણોદ ગામમાં વાશીને, પુન્યની બાંધી પાળ, ૭
ગોદાન ગરથે ઘણે, સુવરણ દાન સુભ પેર;
વસ્ત્ર દાન વિધ વિધથી, મહંતે કીધી મેહેર. ૮
નવાણ ખોદાવ્યાં નીરનાં, આપ્યાં અતી અનદાન;
સાહેબખાનજી શીરદાર જે, એ આપે મહંતને માન. ૯
ક્ષુધારથી ખુશી થકી, સમરે સવારે નામ;
અન આહાર અતી ઘણો, કોટી મનવંછિત કામ. ૧૦

ચોપાઈ.

એવા રતનાગર છે મહંત, સાધ શીરોમણ સંકરના સંત;
અંબેજીની ભગતી અતી, અષ્ટમા સીધી એને હતી. ૧
નીધી થકી શોભે નવનીધ, રતનાગરને ઘેર છે રીધ;
સમરી સવાર ઉઠે નામ એહનું, કલ્પીત કામ શીધે તેહનું. ૨
એવા રતનાગર અનુપ, દેવતાઈ અંક્ષ એ ભારે ભુપ;
વણોદ ગામમાં વસે છે તેહ, સાહેબખાનજીના ગામમાં એહ. ૩
ટીલાયત મલેક લાખા ભડભુપ, રાજવંશી રહીયાળ રૂપ;

તેહ તણા ગામમાં વસી, ધરમ કરે રતનાગર ધસી. ૪
શીસ્ય તેમના બે સુજાણ, કહે કવી તેનાં કરૂ વખાણ;
જુગતે જુગલ સોભે જોડ, કવીયો કેરા પુરે કોડ. ૫

દોહરા.

ખાતીગર અનુજ એ, વડો ધનગર વીર;
પાળે લાડ પંડીતોનાં, એ ધરમ ધોરંધર ધીર. ૧
વડો તે વડહથ ઘણો, પુન્યની ધનગર પાળ;
કાપ્યાં કષ્ટ કરોડોનાં, દાતા દાનેસી અપાર. ૨
ભલે જનમ્યા એ ભોમીમાં, ધન તેનાને ધન્ય;
લીધો લાવ સંસારમાં, એવો દાતા નહી અન્ય. ૩
લક્ષમી ઘેર લેખાવણી, પામ્યો નથી કો પાર;
અંબીકા આપે વસ્યાં, જ્યાં કુબેર કેરો ભંડાર. ૪
લક્ષમી તો તેની ખરી, જેણે ખરચી હાથ;
મુવા પુંઠે કોકો તણે, ગ્રથ ગયો છે સાથ. ૫

ચોપાઈ

મહંત સમો શીસ સુજાણ, રાજ્ય સ્વરૂપ ધનગર રાણ;
કારભારી કમ જાદી જોય, ગીરધરલાલ કહે સહુ કોય. ૧
હદીય સહસ્ત્ર છે તે નામ, જુગવીસ જાણીતો જાત;
તેહ તણાં કરતાં વખાણ, રીઝે સહુ રાય સુજાણ ૨
સેવક છે શ્રી અંબા તણો, સાધ શીરોમણ સાણો ઘણો;
અધીપતી કેરૂ અદકું માન, દેછે રૂડું.તે પણ દાન, ૨

દોહરો.

ગોસાંઈ સુણ આગળો, ધનગર રતનાગર એહ;
સફળ જનમ તેનો સહી, કહે કવીસવર કોય. ૧

દાતારનો જસ સાંભળી, દાતા હરખ અપાર;
સોમતો છઉં સહી, તેજ શરીરનું સાર. ૨

સોરઠો

તેહ તુલ્ય દાતાર, ભાળ્યો નહી કોભુપને;
સોધી જોતાં સંસાર, જેમલ શેઠને જાણીયો. ૧
તે રતનાગર તુલ્ય, ગામ ઝંઝુરવે ગુણ નિધી,
માહાજન તે માહ મુલ્ય, વીસો સીરમાળી વાણીયા. ૨
વાવરે ધનગર વીત, આપે દાન અતી યાંચકાં;
તેજ પ્રમાણે તે રીત, વીરચંદ વાવરે મન તણો ૩
કારભારી કહું તેહ, પુરસોતમ પરમારથી;
ગીરધર ગુણ નીધી એહ, એહ સમોવડ એહ છે. ૪

ચોપાઈ

મહુંત રતનાગરજી જેહ, દાન્ય પુન્ય કરે છે તેહ;
આવે કવી ઘણાં તે ઠામ, આપે ખાવો અરકા દામ. ૧
લક્ષમી લેહેર કસી નહીં ખોટ, મોટપ માણે પણ નહી મોટ;
જેવું નામ ગુણ તેવો સહી, દાંનીશ્રી ત તુલ્ય કો નહી. ૨
મહંત રતનાગરની ટેક, કહું તે તણો વીવેક;
મકર સાંક્રાંત બેસે જાહરે, ગુપ્ત દાન બહુ કરે તાહરે ૩
ગ્રુદાન અશ્વાદાન કરે, સોવરણ તીલ લાડુમાં ધારે;
લાડુ બનાવી તીલનો સાર, સોવણ રૂપા ભાર તે વાર. ૪
મોદકમાં નંગ ઘાલી એહ, ગુપ્તદાન કરે છે એહ;
ભાવે નીત દેવી દરશન, પોતે અંબીકા છે પરસન. ૫
નવરાતી આવે જાહરે, બ્રાહ્મણ તેડે ભાવે તાહરે;
સુંપું કરાવે ચંડી પાઠ, હવન હોમ હવીસનો ઠાઠ. ૬

બ્રહ્મ ભોજનનો કહું વિસ્તાર, ગોળના મોદીક કરે શીતકાળ;
ઉસ્ન રૂતુ આવે જાહરે, ખાંડ સાકરના કરે તાહરે. ૭
અગિત દેવી બ્રાહ્મણ તણી, ભંડારે શ્રી સોભે ઘણી.
જેવા મહંત શીરોમણ શીવ, તેવા જયેમલ સેઠ પ્રસિદ્ધ. ૮
રતનાગરને જયેગલ એહ, દેવતાઈ અંશ છે તેહ;
ઈંદ્રલોકથી બેહુ આવીયા, કુળ તેવા તે જસ કાવીયા. ૯
છીપ અમીનો જેવો પ્રતાપ, તેવાં મોતી મુધા આપ;
તેમ ત દેવતાઈ અંસ, તેવો પાછળ પોતાનો વંસ. ૧૦

દોહરો.

લક્ષમી તો તેની ખરી, જેને ખરચી હાથ;
સાસ્ત્ર સાખ પુરે સદા, એ આવી સરગમાં સાથ. ૧
દાન સાંભળી દાતા તણું, દાતા હરખે મન;
દુષ્ટ પુરૂષ જે સોમ છે, દાઝે તેણે દન. ૨
નથી નીંદ્યા કો તણી, નથી પક્ષ કો કોઈ;
દેખ્યું તેવુ દાખવ્યું, દોસમાં દેસો કોઈ. ૩
દાતારને સહુ દેશમાં, જાણે ચરાચર જોઈ;
જયેભાઈ કહે સાંણા તણો, શાસ્ત્ર સાખી હોઈ. ૪
ઉપકારી પુરષ અતી, જયેમલને રતનાગર;
કૈલાસ્ય વાસ કલ્પ કોટી, સાહ થશે સંકરા. ૫

# શ્લોક

**परप्रोक्तगुणोयरक्तानिर्गुणोपिगुणीभवेत् ॥**

**इंद्रोपिलघुतांयातिस्वयंप्रख्यातितगुणः ॥ १ ॥**

ચોપાઈ

ન હોય ગુણ સોભંતા સાર, કરે કવી જો વખાણ અપાર;
તોપણ તે ગુણી જન હોય, સાચા સહુ વિચ્યારી જોય. ૧
હોય ગુણી જન અપાર, આપે પોતે કરે ઉચાર;
તો પણ ગુણી કહે નહી કોઈ,પૃથ્વીપતી કે ઇંદ્રજ હોઈ. ૨
ભોજ્ય દાતા ભડની વાત, નરનારી સાંભળજો સાથ;
ધરશે પ્રભુ સાથેં પ્રીત, પાળસે પતીવરતાની રીત. ૩
અવસાન સમે નર નારી એહ, અવીચળ પદવી પામે તેહ;
જુગતે થસે આ જુગમાં નામ, રાજી હોસે શીતા રામ. ૪
પતીવરતા તણો મહીમાય, સુણતાં સામા સદબુધી થાય;
દીસે દાતાર હરીનું નામ, સુણતાં શીધે સઘળાં કામ. ૫
વધ ખોટ હશે કો આપ, કવિ સુધારી કરજો માફ;
હું અમો અજાણ ના જાણુ મરમ, પ્રીતી ચરણ ચાલે પ્રતી ધરમ. ૬
કલીજુગમાં કામનીની કાજ, આ ગ્રંથ રચ્યો છે આજ;
માટે ખેદ ન કરશો કોઈ, સુધારજો કવી પંડિત જોઈ. ૭

દોહરા.

અઉદીચ સહસ્ર બ્રાહ્મણ, જાલીસાણામાં વાસ;
બહુચરા માત પરતાપથી, પહોચી મનની આસ. ૧
જયેસંકર નામ તેહનુ, હરજીવનનો તન;
સુખંધવ શીવરામનો, મોહન તેનો તન. ૨
તેણે આ કથા તણો, કરયો વિધે વિસ્તાર;
પતીવરત પળાવીયું, ગામ વણોદ ગુણ સાર. ૩
તેહ તણા શીરદાર સુભ, સાહેબખાન સુજાણ;

તેહ તણા મુખી પટલ તે, વસ્તા જેરાજ જુગ જાણ. ૪
તેણે પંડિત તેડાવીયા, જયેભાઇ જુગતી જોડ;
સાંભળી કથા સતી તણી, પંડિત પુરા કોડ. ૫

ચોપાઇ.

ઇશીયા ખંડમાં હીંદુસ્તાન જેહ, તેમાં મુંબાઇ ઇલાકો એહ;
અમદાવાદ જીલ્લો એ ધામ, વાસ્ય પ્રગણે વિરમ ગામ. ૧
તેનું ગામ જાલીસાણું જોઇ, માત બહુચરા પાસે હોઇ;
તે મધ્યે જયેભાઇનો વાસ, પંડિત કવી બહુચરનો દાસ. ૨
તેણે કથા કરી નીરવાણ, થયું ગામ વણોદમાં જાણ;
વસ્તાજેરાજ મુખી સુજાણ, વડહથ વિરના સાં કરૂ વખાણ. ૩
નારી રામ બાઇ શુભ નામ, પતી વર્તા પુરણ મન કામ;
સ્વામી સેવા સીરોમણ સતી, આગ્ના લેઇ ચાલે નીજ પતી. ૪
દર્સન થકી નહાસે પાપ, પુરણ પતી વર્તાની છાપ;
પટલ તણું તે પુરણ પુન્ય, નથી એકે વાતે નુન્ય. ૫
ગામ ચોવિશ દરબારનું રાજ, એટલે મુખી વસ્તા જયેરાજ;
જેટલી આણ મલેક લાખીની ફરે, તેટલે વસ્તા પટલાઇ કરે. ૬
એથી અડતાલીસ નાતનાં ગામ, નાત પટલ પણ પોતે ઠામ;
કચડવા કણુબી છે નાત, જુગ વીસે જાણીતી જાત. ૭
તેણે જયેભાઇ તેડી તે ઠોર, પ્રીત આપી પોતે પાંચ મહોર;
કહેવરાવી કથા અતી સાર, પતી વર્તા વ્રત સારો વાર. ૮
સત રૂપઇયા એણે આપીયા, નીજ કુળ ગોર કરી સ્થાપીયા;
ટપ્પ તણા કુટંબી જેહ, એરવાડીયાના કુળ ગોર તેહ. ૯

પતીવરત પાળ્યું સઉ નાર, સ્વામી સેવા સારો ધાર;
મળવો નથી મનુષ્ય અવતાર, ચેતજો ચતુર નરને નાર. ૧૦

# श्लोक.

दानेपणिर्नतुकंकणेन ॥ स्नानेनशुद्धिर्नतुचंदनेन ॥
मानेनतृप्तिर्नतुभोजनेन॥ ज्ञानेनमुक्तिर्नतुमुंडनेन ॥१॥

ચોપાઇ

પુર્વ પુન્ય લક્ષમી મળે, તેથી દાન દાતા તે કરે;
તેથી હાથ શોભે છે જેહ, એ તુલ્ય આભુક્ષણ નહી એહ. ૧
અસ્નાન થકી સીર શુધી સાર, તેવું ન થાય કરે ચંદન
અપાર,
આદરથી હરખે છે મન, તેવું ન હરખે કીધે ભોજન ૨
ગ્યાન થકી જે મુગતી મળે, તે વિન પામે પ્રપંચ કરે;
એ આશ્લોક તણો તે સાર, વિવેકી કરે વિચ્યાર. ૪

# श्लोक.

पितारत्नकरोयस्यलक्ष्मीयस्यसहोदरी ॥
शंखोजीव्हाटनकुर्यात्नादत्तमुपतिष्ठति ॥१॥

ટીકા.—સંખનો બાપ સમુદ્ર છે અને લક્ષમી તે
ની બેન છે તો પણ તે સંક ઘેર ઘેર ભટકાતો ફરે
છે કોઇ માણસ પણ ઘેર ઘેર ભટકતો હોય છે તેને પણ
સમજાવવા તે સંખનું દ્રષ્ટાંત આપેછે કે હે શંખ કાંઇ

ક ઉદ્યોગ કર્યે તેનું કારણ એ છે કે જેણે પરભવ એટલે આગલ્યા પુર્વના અવતારે દાન્ય પુન્ય કરયું નથી તેને ઘેર ઘેર ભીક્ષા માગવી પડેછે નહી તો એકજ ઠેકાણેથી વીસંભર પુરૂ પાડે.

દોહરા.

સ્ત્રિ હોય તેણે પાળવું, પતી વરત નીરવાણ;
એની તુલ્ય એ પુન્ય નથી, ચેતજો ચતુર સુજાણ. ૧
વ્રત કરે એકાદસી, અધીક માસ જો નહાય;
પતી વરત પાળે નહી, તો નીશ્ચે નરકે જાય. ૨
વચન પાળે નીજવર તણું, કરે સ્વામીની સેવ;
સાહસ્ત્ર સાખ્ય સૌ જાણજો, તને વશ સા દેવ. ૩
પતી વ્રત પાળ્યા થકી, સફળ થાય સંસાર;
તેથી તે વ્રત પાળજો, નેહ ઘણેથી નાર. ૪
પરીયા તરે પીતા તણા, જો ધારે વણીનું ધરમ;
તો નીશ્ચે એ નારને, કાંઈ ન ખસે કરમ. ૫

# શ્લોક.

नदानैःशुद्धतेनारी ॥ नोपवासशतैरपिः ॥
नतीर्थसेवयातद्वत्‌भतुःपादोदकैर्यथा ॥१॥

ચોપાઈ

નીજ પતીના ચરણે સાર, પખાળણ કરે કો નાર;
તે ચરણાદિકનો અહાર, ભાવ સહીત કરે કો સાર. ૧
તેહ સમાન્ય ગંગોદક નથી, શાસ્ત્ર વચન સું કહીયે કથી;

વ્રત જપ તપ થકી અપાર, સંસાર સાગર તરે તે નાર.૨

સોરઠો

સુણજો સતી સૌ નાર, સ્વામી સેવા વ્રત પાળજો;
સફળ થાય સંસાર, પતી વ્રત પાળવા થકી. ૧
પુરૂષે પત્નિ એક, પાળયું વ્રત તે પ્રેમથી;
છુટે નહી તે ટેક, એમ આગાધવા ઇસને. ૨
મુયો મનુંસા દેહ, ખાવો પીયો ખુસી કરો;
જરૂર જાશે એહ, સંસાર સુખને છોડીને. ૩
હાથે થસે તે સાથ, આવશે એમ નીશ્ચે જાણજો;
નીશ્ચે વૈકુંઠનો નાથ, સંભારજો સુધ ચીતથી. ૪

# શ્લોક.

ज्ञातापंचदसोरत्नाविवेकिदस्मोनिद्धिः ॥
आपज्ञानंपंचमोवेदःयुर्वस्यदलमोग्रहः ॥१॥

દોહરો.

સંવત્ત ઓગણીસ એકત્રીસમાં, કરી કથાની ગાથ;
માસ માઘ માદેવ તીથી, કૃષ્ણ પક્ષ સાક્ષાત, ૧
તે દીવસે સંપુર્ણ કરી, સતી તણી સુભ વાત. ૨
જેભાઇ મુઢ પંડીત કર્યો, તુઠયાં તે સારદા માત. ૨

ચોપાઈ

પતી વર્તનું પુન્ય અપાર, સમજજો સુઘડ નર નાર;
નહીતો એળે જાસે અવતાર, મોતીલાલ કરે ઉચાર. ૧
વિશ્વ છે વૃક્ષનું પાન, એક પુછે એક પડે નીદાન;

તથી સમરો સરજણહાર, અંત કાળે જે કરસે સાર. ૨
કથા સાંભળી આપે દાન, પામે પ્રાણી તે વેમાન;
કરે પુન્ય, તે પામે ધન, જયેભાઈ કહે એ વેદ વચન. ૩

દોહરો.

કવી પણું મેં કરયું નથી, નથી જુગતીથી જોડ;
માહા સતી મહીમાય છે, ખચી ન દેશો ખોડ. ૧
સુણતા વકતા સમજતા, કહે કવી કરજોડ;
જયેભાઈ કહે જુગ જોજો, રીઝે શ્રી રણછોડ. ૨

